# આત્માનો આધ્યાત્મિક વિકાસક્રમ

લેખકઃ—**મુનિશ્રી પુણ્યવિજયજી**—( ગતાંક પૃ૪ ૫૯ થી શરૂ. )

બોધ, વીર્ય અને ચારિત્રની તરતમભાવની અપેક્ષાએ આ અસત્ દૃષ્ટિના પણ ચાર ભેદ કરીને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનની અન્તિમ અવસ્થાનો શાસ્ત્રમાં વિશદ ઉલ્લેખ કરેલો છે. આ ચાર દૃષ્ટિઓમાં જે વર્તમાન હોય છે, તેને સદ્દૃષ્ટિનો લાભ પ્રાપ્ત કરવામાં વાર લાગતી નથી.

સદ્બોધ, સદ્વીર્ય અને સચ્ચારિત્રની તરતમભાવની અપેક્ષાએ સદ્દૃષ્ટિના પણ ચાર વિભાગ કરેલા છે, જેમાં મિથ્યાદૃષ્ટિનો ત્યાગ કરી અથવા મોહની એક યા બે શક્તિઓને જીતી આગળ વધેલા વિકસિત આત્માઓનો સમાવેશ થઇ જાય છે. અથવા બીજી રીતે કહીએ તો જેમાં આત્માનું સ્વરૂપ ભાસિત હોય અને એની પ્રાપ્તિ માટે મુખ્ય પ્રવૃત્તિ હોય તે સદ્દૃષ્ટિ. એમાંથી વિપરીત જેમાં આત્માનું સ્વરૂપ ન તો યથાવત્ ભાસિત હોય અને ન તો તેની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ હોય તે અસતદૃષ્ટિ.

બોધ, વીર્ય અને ચારિત્રના તરતમભાવને લક્ષ્યમાં રાખી શાસ્ત્રમાં બન્ને દૃષ્ટિના ચાર ચાર વિભાગ પાડેલા છે, જેમાં સર્વે વિકાસગામી આત્માઓનો સમાવેશ થઇ જાય છે અને જેનું વર્ણન જાણવાથી આધ્યાત્મિક વિકાસનું ચિત્ર આંખો સામે ખડું થઇ જાય છે. એ જાણવાને માટે ભ૦ હરિભદ્રસૂરિકૃત યોગદૃષ્ટિસમુચ્ચય તથા પૂ. ઉ૦ યશોવિજયજીકૃત ૨૧ થી ૨૪ સુધી ચાર દ્વાત્રિંશિકા જોવી જોઇએ.

આત્મા અનાદિ કાળથી જન્મ–મૃત્યુના પ્રવાહમાં પડેલો, અનેક શારીરિક તથા માનસિક દુઃખોને અનુભવતો અજ્ઞાનપણામાં–અનાભોગથી ગિરિ–નદી–પાષાણના ન્યાયથી જ્યારે આત્માનું આવરણ કંઇક શિથિલ થાય છે, અને એનું કારણ તે આત્માને અનુભવ તથા વીર્યોલ્લાસની માત્રા કંઇક વધે છે ત્યારે તે વિકાસગામી આત્માના પરિણામોની શુદ્ધિ તથા કોમલતા કંઇક વધે છે. જેથી કરી રાગ–દ્વેષની તીવ્રતમ દુર્ભેદ ગ્રન્થિને તોડવાની યોગ્યતા ઘણે અંશે પ્રાપ્ત કરી લે છે. આ અજ્ઞાનપૂર્વક દુઃખ સંવેદનાજનિત અતિ અલ્પ આત્મશુદ્ધિને જૈન શાસ્ત્રમાં '**યથાપ્રવૃત્તિકરણ**' કહેવાય છે. ત્યારબાદ જ્યારે અધિક આત્મશુદ્ધિ તથા વીર્યોલ્લાસની માત્રા વધે છે ત્યારે રાગ દ્વેષની દુર્ભેદ વિષગ્રન્થિનો ભેદ કરી શકે છે. આ ગ્રન્થિભેદકારક આત્મશુદ્ધિને '**અપૂર્વકરણ**' કહે છે. કારણ કે એવું કરણ–પરિણામ વિકાસગામી આત્માને માટે અપૂર્વ–પ્રથમ જ પ્રાપ્ત થાય છે. ત્યારબાદ એથી પણ આત્મશુદ્ધિ તથા વીર્યોલ્લાસની માત્રા કંઇક અધિક વધે છે ત્યારે આત્મા મોહની પ્રધાનભૂત શક્તિ–દર્શનમોહ પર અવશ્ય વિજયલાભ પ્રાપ્ત કરે છે. આ વિજયકારક આત્મશુદ્ધિને જૈનશાસ્ત્રમાં '**અનિવૃત્તિકરણ**' કહેવાય છે. કારણ કે આત્મશુદ્ધિ પ્રાપ્ત કર્યેથી આત્મા દર્શનમોહ પર વિજયલાભ પ્રાપ્ત કર્યા સિવાય રહેતો નથી અર્થાત્ તે પાછો હઠતો નથી. ઉક્ત ત્રણ પ્રકારની આત્મશુદ્ધિમાં બીજી અર્થાત્ 'અપૂર્વકરણ' નામક શુદ્ધિ જ અત્યંત દુર્લભ છે; કારણ કે રાગદ્વેષના તીવ્રતમ વેગને રોકવાનું અત્યંત કઠીન કાર્ય એના દ્વારા થઇ શકે છે જે સહજ નથી. એક વાર આ કાર્યમાં સફલતા પ્રાપ્ત થઇ જાય તો ફેર આગે





વિકાસગામી આત્મા ઉપરની કોઇ ભૂમિકાથી ગબડી પડે તો પણ ફરી કોઇ ને કોઇ વાર પોતાના લક્ષ્યને–આધ્યાત્મિક પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. આ આધ્યાત્મિક પરિસ્થિતિનું સ્વરૂપ અનુભવગત વ્યવહારિક દૃષ્ટાન્તદ્વારા કહેવાય છે.

જેમ કોઇ એક એવું વસ્ત્ર છે કે જેમાં મેલથી અતિરિક્ત ચિકણાપણું પણ લાગેલું છે, તે વસ્ત્રનો મેલ ઉપર ઉપરથી દૂર કરવો એટલો કઠિન અને શ્રમસાધ્ય નથી, તેટલી ચિકાશ દૂર કરવામાં છે. અર્થાત્ મેલ કરતાં ચિકાશ દૂર કરવી એ કષ્ટસાધ્ય છે. જો એક વાર ચિકાશપણું દૂર થઇ જાય તો ફેર બાકીનો મેલ દૂર કરવામાં કિંવા કારણવશ ફરી લાગેલા મેલને દૂર કરવામાં વિશેષ શ્રમ પડતો નથી અને વસ્ત્રને અસલી સ્વરૂપમાં સહજમાં લાવી શકાય છે. ઉપર ઉપરનો મેલ દૂર કરવામાં જે બલ વપરાય છે એની સદૃશ ‘ યથાપ્રવૃત્તિ કરણ ’ છે, ચિકાશપણું દૂર કરવામાં વિશેષ બલ તથા શ્રમની સમાન ‘ અપૂર્વ–કરણ ’ છે કે જે ચિકાશની સરખી રાગદ્વેષની તીવ્રતમ ગ્રન્થિને શિથિલ કરે છે. બાકી બચેલા મલ કિંવા ચિકાશ દૂર થયા બાદ ફરીને લાગેલા મલને દૂર કરવાવાળા બલ–પ્રયોગની સમાન ‘ અનિવૃત્તિકરણ ’ છે. ઉકત ત્રણે પ્રકારના બલ–પ્રયોગમાં ચિકાશ દૂર કરવાવાળો બલ–પ્રયોગ જ વિશિષ્ટ છે.

એ પ્રકારે અપૂર્વ કરણરૂપ પરિણામદ્વારા રાગદ્વેષની અતિતીવ્રતા મટી ગયા પછી દર્શન-મોહ પરવિજય પ્રાપ્ત કરવો સહજ છે. દર્શનમોહ જીતાયો એટલે પહેલા ગુણસ્થાનની સમાપ્તિ થઇ.

ઉક્ત પ્રમાણે હોયે છતે જ વિકાસગામી આત્મા સ્વરૂપનું દર્શન કરી શકે છે અર્થાત્ આજ સુધી તે આત્માની જે છીપમાં રૂપાની ભ્રાન્તિની જેમ પરરૂપમાં સ્વરૂપની ભ્રાન્તિ હતી તે દૂર થઇ જાય છે. એથી જ તેના પ્રયત્નની ગતિ ઊલટી નહિ થતાં સીધી બની રહે છે અર્થાત્ તે વિવેકી બનીને કર્તવ્ય અકર્તવ્યનો વાસ્તવિક વિભાગ કરી લે છે. આ દશાને જૈન શાસ્ત્રમાં ‘ અન્તરાત્મભાવ ’ કહેવાય છે; કારણ કે આ સ્થિતિ પ્રાપ્ત કરીને વિકાસગામી આત્મા પોતાની અંદર વર્તમાન સૂક્ષ્મ અને સહજ એવા શુદ્ધ પરમાત્મ ભાવને દેખવા લાગે છે. અર્થાત્ અન્તરાત્મભાવ એ આત્મમંદિરનું ગર્ભ-દ્વાર છે. જેમાં પ્રવેશ કરીને તે મંદિરમાં વર્ત-માન પરમાત્મભાવરૂપ નિશ્ચય દેવનું દર્શન કરી શકે છે.

આ દશા વિકાસક્રમની ચતુર્થી ભૂમિકા કિંવા ચતુર્થ ગુણસ્થાનક છે, જેને પામીને આત્મા પ્રથમ વાર જ આધ્યાત્મિક શાંતિનો અનુભવ કરે છે. આ ભૂમિકામાં આધ્યાત્મિક દૃષ્ટિ યથાર્થ ( આત્મસ્વરૂપોન્મુખ ) હોવાના કારણે વિપર્યાસ રહિત હોય છે, જેને જૈનશાસ્ત્રમાં સમ્યગ્દૃષ્ટિ કિંવા સમ્યક્ત્વ કહે છે.

અત્ર ચૌદે ભૂમિકાનો ગુણસ્થાનોનો વિચાર નહિ કરતાં ચતુર્થ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન સુધીનું કથન કર્યું છે. આત્મવિકાસની શરૂઆત આ ભૂમિકા પ્રાપ્ત થયા પછી જ ગણતરીમાં લેખાય છે. આ ચતુર્થ ભૂમિકા પામેલો આત્મા ઉત્ક્રાન્તિ-ક્રમમાં આગળ વધતા પંચમ આદિ ગુણસ્થાનોની પ્રાપ્તિ થતાં ઉત્તરોત્તર વિકાસ અને દૃષ્ટિની શુદ્ધતા અધિકાધિક હોય છે. એ રીતે વિકાસક્રમમાં આગળ વધતા આધ્યાત્મિક શાન્તિના અનુભવથી વિશેષ બલવાન થઇ, ચારિત્રમોહને નષ્ટ કરી, છેવટે અઘાતિ કર્મનો નાશ કરી પૂર્ણ સ્થિરતા સ્વરૂપ છેલ્લી–ચરમ અવસ્થા અર્થાત્ ચૌદમા ગુણસ્થાનને પામી પૂર્ણ શુદ્ધ સ્વરૂપી પરમાત્મ અવસ્થાને પ્રાપ્ત કરી કૃતકૃત્ય બને છે.

( સદર લેખ હિન્દીના ગૂર્જરાનુવાદરૂપે કેટલોક ફેરફાર તથા વધારો કરી મૂકવામાં આવેલ છે. )

આખરે ઉદાયન મંત્રીને ત્યાં પિતાપુત્ર જમવા જાય છે. ચાચીંગ મૌન છે, ચિંતાતુર છે.

ઉદાયન મંત્રી પૂછે-છે શેઠ, શું ચિંતામાં છો ? લ્યો, એમ કહી કોથળી ભરી રૂપીઆ આપે છે.

ચાચીંગ—મંત્રીશ્વર, આ શેના રૂપિયા આપો છો ?

મંત્રીશ્વર—તમારા પુત્રરત્ન-જગદીપકના વાત્સલ્યના. એના તોલ જેટલા છે.

ચાચીંગ—મંત્રીજી, હું રૂપિયાનો ભૂખ્યો નથી. યદિ મ્હારા કુલદીપક ચાંગદેવને ઘેર નહીં જ આવવું હોય તો હું પરાણે નહીં લઇ જાઉં.

ચાચીંગ—(પોતાને પુત્રને) કેમ બેટા ! તારે ઘેર આવવું છે કે અહિં જ રહેવું છે ?

ચાંગદેવ—પિતાજી ! હું તો અહીં જ રહીશ. મ્હારે તો સાધુ થવું છે.

ચાચીંગ—વત્સ ! સાધુ થવું સહજ કે સરલ નથી. છતાં યે તારી મરજી જ હોય તો મારી રજા છે.

ચાંગદેવ—પિતાજી ! મ્હારી પૂર્ણ મરજી છે. હું સાધુ થવા જ જન્મ્યો છું.

ચાચીંગ—મંત્રીજી ! આ પુત્ર તમને સોંપું છું.

ઉદાયન મંત્રી—નાજી, મને ન સોંપશો. પૂજ્ય ગુરૂદેવને જ સોંપો. એમાં તમારૂં અને તમારા પુત્રરત્નનું હિત સમાયું છે.

ચાચીંગ ઉપાશ્રયે જઇ ગુરૂ મહારાજને પ્રેમ, ભક્તિ અને શ્રદ્ધાથી પોતાનો પુત્ર વ્હોરાવે છે.

પાંચ વર્ષ(નવ વર્ષ પણ મલે છે)ની નાની ઉમ્મરે ખંભાતમાં મોટા મહોત્સવપૂર્વક ચાંગદેવની દીક્ષા થાય છે. મહા શુદિ ૧૪ ને શનિવારે ઉત્તમ યોગમાં આ દીક્ષા અપાઇ છે અને ત્યારથી ચાંગદેવ સોમચંદ્ર મુનીશ્વર બને છે.

## પ્રતાપી અને પુણ્યશાળી

મુનિપુંગવ શ્રી સોમચંદ્રજીની પ્રતિભા ચમકી રહી છે. ટૂંક મુદતમાં જ એ વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, ન્યાય, દર્શનશાસ્ત્રના આચાર્ય બને છે. જૈન વાંગમયના સમર્થ જ્ઞાતા, અભ્યાસી અને સર્જક બને છે. એમના પ્રતાપી પુણ્યયોગે કોલસાનો ઢગલો સોનામ્હોર બને છે. ખુદ સરસ્વતી દેવી સામે આવી પ્રત્યક્ષ દર્શન અને વરદાન આપે છે. વિમળેશ્વર દેવ પણ એમને પ્રત્યક્ષ થઇ દર્શન આપે છે. આપણે એ પ્રસંગોનું ટુંકમાં અવલોકન કરી લઇએ તો અસ્થાને નહિ જ લેખાય.

## મંત્ર સાધના.

૧

શ્રી સોમચંદ્ર મુનિપુંગવ ચારિત્રરત્નની પ્રાપ્તિ કર્યા પછી દર્શન, જ્ઞાન અને ચારિત્રની ખૂબ પ્રેમપૂર્વક આરાધના કરે છે. સ્વપરદર્શન પ્રવીણ બને છે. વધુ જ્ઞાન અને પ્રતિભા મેળવવા બ્રહ્મીદેવીની આરાધના માટે કાશ્મીર તરફ પ્રયાણ આદરે છે. મહાતેજસ્વી પુણ્યપૂંજરૂપ બાલ મુનીશ્વરના પુણ્યથી આકર્ષાઇ સરસ્વતીદેવી એમને વચ્ચે જ દર્શન દે છે. એક વાર રાત્રિના સમયે પદ્માસનમાં બેસી સત્ય પરબ્રહ્મની મુદ્રા અને સમાધિયોગમાં અન્તઃકરણ સ્વાધીન રાખી ધ્યાનારૂઢ થયેલા આ મુનીશ્વરનાં દર્શન કરી પ્રસન્ન થઇ ભગવતી સરસ્વતીદેવી શ્રી વિદ્યાના પ્રવાહ અને સંવાદમાં સુંદર એવા કેટલાક મંત્રો આમ્નાય સહિત આપીને અંતર્ભૂત થઇ. તેમજ જતી વખતે કહ્યું કે " આપ જૈન શાસનના પ્રભાવક છો. હવે આપને અહીંથી આગળ વધવાની જરૂર નથી અને જે સાધના માટે કાશ્મીર જવાની ઇચ્છા છે તે સાધના અહીં જ પરિપૂર્ણ થાય છે.[1] " મુનિપુંગવ અહીંથી જ

૧. કુમારપાલ ચરિત્રમાં આ મંત્રસાધના સંબંધી એવો ઉલ્લેખ છે કેઃ-કાશ્મીર દેશવાસિની

પાછા વળી ગુરૂજીને મળી બધી વાત વિગતથી જણાવે છે. આ વખતે જાણે તેજપુંજની જીવંત પ્રતિમા હોય એવા ઓજસ્વી અને પ્રતાપી જોઇ ગુરૂજી પણ સમજે કે આ ઓજસૂ સરસ્વતી-દેવીની પ્રસન્નતાનું ફલ છે.

૨

આ પછી એક વાર બીજી બીજી કળાઓમાં કુશલતા પ્રાપ્ત કરવા ગુરૂની સોમચંદ્રમુનિએ આજ્ઞા મેળવી, શ્રીદેવેંદ્રસૂરિ અને શ્રી મલયગિરિસૂરિ સાથે ગૌડદેશ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં **ખિંલૂર** ગામમાં એક રોગાર્ત્ત મુનિ મળ્યા. આ રોગાર્ત્ત મુનિરાજની ત્રણેએ સેવા કરી તેમને સ્વસ્થ કર્યા ત્યારે તે મુનિએ શ્રી ઉજ્જયંતતીર્થ (ગિરનારજી)ની યાત્રા કરવાની અભિલાષા જણાવી. શ્રી સોમચંદ્ર મુનિ વગેરેએ તે ગામના સુખી શ્રાવકને બધી વિગત જણાવી, રોગાર્ત્ત મુનિને ગિરનાર પહોંચાડવાની વ્યવસ્થા કરી; પરંતુ પ્રાતઃકાલમાં જ ત્રણે મુનિવરોએ પોતાને ગિરનાર પર્વત ઉપર જ જોયા. તેમને ખુબ જ આશ્ચર્ય થયું એટલામાં શાસનદેવી દર્શન આપી, તેમના ગુણની સ્તુતિ કરી-બોલી કે "તમારા ભાગ્યવંતોના સર્વ કાર્યની સિદ્ધિ અહીં રહોથી જ થશે માટે ગૌડદેશ તરફ જવાનું બંધ રાખો" એમ કહી તે દેવી અનેક મહામંત્રો અને મહાઔષધીઓ આમ્નાય સહિત આપી પ્રભાવ બતાવીને અંતર્ભૂત થઈ.

૩

એક વાર સર્વાભિષ્ટપ્રદ શ્રી સિદ્ધ મંત્ર આમ્નાય સહિત આરાધવાનો વિધિ શ્રી સોમચંદ્ર મુનિરાજના ગુરૂ મહારાજે બતાવ્યો. આ મંત્રમાં વિશિષ્ટતા ખાસ એ હતી કે-પદ્મિની સ્ત્રી ઉત્તરસાધક બને ત્યારેજ તેની સાધના થાય. ઉપર્યુક્ત ત્રણે મહાત્માઓ વિહાર કરતા કરતા 'કુમારગ્રામ'માં આવી પહોંચ્યાં. ત્યાં ગામ બહાર ધોબીએ ધોઈને સુકવેલી સુગંધી સાડી જોઈ. તેના ઉપર ભ્રમરો ફરતા હતા. આવું સુગંધી વસ્ત્ર પદ્મિની સ્ત્રીનું હોઇ શકે એમ ધારી ધોબીને પૂછ્યું આ વસ્ત્ર કોનું છે? એણે કહ્યું આ ગામના અમારા ઠાકોર છે તેમની સ્ત્રીનું છે. ત્રણે મહાત્માઓએ નક્કી કર્યું કે જરૂર આ સ્ત્રી **પદ્મિની** છે. પછી ગામમાં જઇ ત્યાંના ઠાકોરને ઉપદેશ આપી પ્રસન્ન કર્યો. ઠાકોરે પણ આ ત્રણે મહાત્માઓના ત્યાગ, તપ, વૈરાગ્ય અને જ્ઞાનાદિ ગુણો નિહાળી નિરંતર ઉપદેશ સાંભળી જીવન પવિત્ર બનાવ્યું. એક દિવસ તેણે હર્ષથી મુનિઓને વિનંતિ કરી "મહારાજ આપ પરબ્રહ્મ સદા નિઃસ્પૃહી રહો છો. મારાથી સાધ્ય થઇ શકે એવું યોગ્ય કાર્ય ફરમાવી અનુગ્રહ કરશો." મુનિ મહાત્માઓ ઠાકોરની સાચી ભક્તિનાં વચનો સાંભળી બોલ્યા "અમારી શ્રીસિદ્ધચક્રમંત્ર આરાધવાની ઇચ્છા છે પણ તે મંત્ર પદ્મિની સ્ત્રીના ઉત્તરસાધકપણા વગર સિદ્ધ થઇ શકે

---

સરસ્વતીદેવીની સાધના માટે સોમચંદ્ર મુનિરાજ પધારે છે અને પ્રથમ "ઉજ્જયંતાવતાર" નામે ચૈત્યમાં પ્રસ્થાન કર્યું છે. ત્યાં મંત્રની આરાધના કરી જ્યોતિર્મય પરમાત્માનું સ્મરણ કરતા તે મુનિ તે જ રાત્રિએ સરસ્વતીનું ધ્યાન ધરી દૃઢાસને એકાંતમાં બેઠા. આ વખતે સોમચંદ્ર મુનિના ધ્યાનબળથી ખેંચાયેલી દેવી ક્ષણમાત્રમાં પ્રત્યક્ષ થઇ. તે દેવી મુનિને કહેવા લાગી-વત્સ! તું મને પ્રસન્ન કરવા માટે કાશ્મીર દેશમાં જઇશ નહિ. હાલમાં હું ત્હારી ભક્તિ અને ધ્યાનવડે પ્રસન્ન છું. અધુના મ્હારા પ્રસાદવડે સારસ્વત મંત્ર ત્હને સિદ્ધ થયો છે. બાદ સરસ્વતીનાં નવીન રચેલાં સ્તોત્રોવડે શેષ રાત્રિ નિર્ગમન કરીને કૃતાર્થ થયેલા સોમચંદ્ર મુનિ પ્રભાતકાલમાં ગુરુ પાસે ગયા. સૂર્યના પ્રકાશથી પ્રફુલ્લ થયેલા કમલને જોઇ ભ્રમરની જેમ દેવચંદ્રસૂરિ સરસ્વતીના પ્રસાદથી ભવ્ય કાંતિમય પોતાના શિષ્યને જોઇ બહુ જ પ્રસન્ન થયા.

પવિત્ર અને શુદ્ધ છે. એ પ્રમાણે વર્તવાનો હું જરૂર નિશ્ચય કરીશ.

સમયનું ચક્ર તો અસ્ખલિત ગતિએ વહ્યાં જ કરે છે. ઉપર વર્ણવ્યા પ્રસંગ પછી વર્ષો પર વર્ષો વીતી ચૂકયા છે. દરમીયાન સોનાની દ્વારામતીમાં કંઈ કંઇ ફેરફાર થઇ ગયાં છે. વસુદેવ શ્રી કૃષ્ણનો પિતરાઈ ભાઇ જરાકુમાર પોતાના કુટુંબ સહિત નગરીમાંથી કાયમને માટે ઉછાળા ભરી ગયો છે! કયા કારણે તેણે આ પગલું ભર્યું એ વાત જનસમૂહથી અજ્ઞાત રહી છે!

બીજી બાજુ ક્ષત્રિય કુમારોની નજર સામેથી વ્યસન કરવાની ઉમદા ચીજ મદિરા દૂર થવાથી તેઓ અકળાઇ ગયા છે. પાટનગરના ભાવિમાં ભલેને એ મદિરા અમંગળરૂપે નોંધાઇ હોય, છતાં જેમણે આ ભવ મીઠા તો પરભવ કોણે દીઠા? જેવું અર્થાત્ કેવલ રંગરાગપૂર્ણ મોજીલું જીવન ગાળવું છે તેમને એ વિના ચેન પડતું નથી. શરૂઆતની કડકાઇ પણ ઓછી થઈ છે. ખૂણે-ખાંચરેથી બાતમી મળી રહી છે કે સેનાપતિએ સમિપવર્તી જીર્ણગિરિની એકાદી ઊંડી કંદરામાં એનો વિપુલ પ્રમાણમાં સંચય કરી રખાવ્યો છે. રક્ષકનું મન મનાવતા એ સ્વાદિષ્ટ સુરાનું પાન યથેચ્છ રીતે કરી શકાય છે. કોઇ કોઇ વાર રાજપુત્રો એ આનંદ ઉઠાવી પણ આવે છે.

વાસુદેવને તીર્થંકરના વચન પર શ્રદ્ધા હતી અને પોતાના પરાક્રમવડે જેનું સર્જન થયું છે એવી કનક કાંગરાવાળી દ્વારિકાનો કિંવા પોતાના છપ્પન્ન કુળકોટિ યાદવોનો વિનાશ એ સુરાના પાન અંગે ન નોંધાય એ જોવાની તમન્ના હતી એટલે જ નગરીમાં મદિરાનું ટીપું રહેવા દીધું નહોતું. આમ છતાં ભવિતવ્યતારૂપી ચિત્રગુપ્તના ચોપડામાં જે અક્ષરો પડેલાં એ મિથ્યા ન જ થયાં. વખતના વહેણમાં એના ઓળા ધીમી ગતિએ ઉતરવા માંડયાં. નગરીથી બહાર જઇ એનો નિશો કરનારાની સંખ્યા દિ' ઊગ્યે વધવા લાગી. જ્યાં રક્ષકો જ સ્વાદલોલુપતાથી ભક્ષકનો ભાગ ભજવવા માંડ્યાં ત્યાં નિયમની સાંકળ કયાંથી મજબૂત રહેવા પામે? વિધિના રાહ વિચિત્ર પ્રકારના જ હોય છે, એને પારખવા સારુ ભલભલા વિચક્ષણ માનવીઓના નેત્રો પણ કાચા પડે છે. જ્ઞાનીપુરુષો કહે છે કે-હોણહાર મિથ્યા નથી થતું તે આવા કારણોથી જ ને!

મદિરાસક્ત ક્ષત્રિયો ઘેનમાં પડી ભાન ભૂલતા અને કેટલીયે વાર શસ્ત્રોની અથડામણ કરતા, એ બનાવોમાં માથા પણ ફુટતા અને કોઇ કોઇ વાર પરલોક-પ્રયાણના કિસ્સા પણ બની જતાં. આ બધું જીર્ણદુર્ગની તળેટીમાં બની જતું એટલે દ્વારકાની પ્રજાના કાને મોડું આવતું. સમજુ વર્ગને તો આ પરથી સમજાઇ ચૂકયું હતું કે 'અમંગળ' ના આગમનના ચોઘડીયા બજી રહ્યા છે. આ એના ચિન્હો છે.

એક વેળા શાંબ-પ્રદ્યુમ્ન નામના રાજપુત્રોએ મદિરાપાનમાં ચકચૂર બની, ગિરિ નજીકના પ્રદેશમાં દેહ દમન કરી રહેલા દ્વીપાયન ઋષિ પાસે જઇ યદ્વાતદ્વા બોલવા લાગ્યા. એ તપસ્વીની જટાના વાળ ખેંચવા લાગ્યા. ભાનભૂલેલા તેઓએ મજાક ઉડાવવામાં કમીના ન રાખી.

આખરે ઋષિ ક્રોધવશ બન્યા. તેમના નેત્રો રાતાચોળ બની ગયા. મુખમાંથી ધગધગતા લાવા સમાન ઉષ્ણ વરાળ હવામાં નિકળવા માંડી. ભ્રકુટિ ચઢાવી ઉગ્રતાથી તે બોલ્યા—ઓ અવળચંડા રાજપુત્રો, તમારી સાથે આખી દ્વારકાને ભસ્મીભૂત કરવાનું હું પણ લઉં છું-નિયાણું કરું છું.

# સમ્યગ્ જ્ઞાનની કુંચી : યોગની અદ્‌ભુત શકિત.

લેખકઃ—સ્વ૦ બાબુ ચંપતરાયજી જૈની

( ગતાંક પૃષ્ઠ ૯૩ થી શરૂ. )

યોગી પુરૂષોને આત્માની દિવ્ય જ્યોતિના આવિર્ભાવમાં જ જીવનનો ખરો આનંદ ભાસે છે. તેમને સંસારનાં ક્ષણિક સુખો પ્રત્યે કશોયે મોહ નથી હોતો. કોઇ દુઃખમય સ્થિતિ હોય તો તેમાં પણ તેમને આનંદ જ લાગે છે. યોગીઓ સર્વ પ્રકારની ફેશનો, કૃત્રિમતા, પરિગ્રહો અને મનોવિકારોથી સર્વદા પર હોય છે. આ વિરલ સ્થિતિમાં તેઓ સર્વથા શાન્તિ અને સુખનો જ અનુભવ કરે છે. યોગી પુરૂષો પરમ શાન્તિ અને પરમ સુખમાં જ પોતાનું જીવન વ્યતીત કરે છે.

યોગી પુરૂષોને જન્મ અને મૃત્યુની પરંપરામય સંસાર અસત્ય લાગે છે. સંસાર સર્વથા અસત્ય ભાસવાથી, તેમની રગેરગમા ત્યાગભાવ વ્યાપી રહે છે. આધ્યાત્મિકતાનાં અપૂર્વ સુખમાં તેમનો આત્મા દિવ્ય સુખદાયી સંગીતથી અહર્નિશ ગુંજી રહે છે. આસજનો વિગેરે પ્રત્યેના મોહના સંપૂર્ણ વિચ્છેદથી વિશુદ્ધ બનીને, મુક્તિ-રમણીની જ નિત્ય પ્રતીક્ષા કરે છે. લૌકિક સુખ અને લૌકિક આનંદમાં તેમનું ચિત્ત લેશ પણ નથી પરોવાતું. તેઓ આત્માનાં વિશુદ્ધ જ્ઞાન અને ધ્યાનમાં જ મગ્ન રહે છે, યોગીઓ કોઈ પણ પ્રકારની આશંકા, ભય, સ્વાર્થવૃત્તિ, નિરાશા અને વિષય-લાલસાથી સર્વદા પર હોય છે.

એકાગ્ર ધ્યાનના શુદ્ધ અને યથાર્થ ઉપયોગથી જ, સત્ય સુખ પ્રાપ્ત થઇ શકે છે. દુનિયાની ખોટી જંજાળ મનુષ્યથી નથી છોડાતી ત્યાં સુધી તે પોતાના આનંદમાં પોતે જ અંતરાયરૂપ બને છે. જનતાનાં વ્યક્તિગત બળોનું રહસ્ય યથાર્થ સમજાય તો દુનિયાના મનુષ્યોને તે પરસ્પર કલ્યાણમાં અત્યંત ઉપયુક્ત થઇ પડે. આધુનિક સંસ્કૃતિનો વિકાસ, જનતાની આધ્યાત્મિક આવશ્યકતાઓને અનુરૂપ પરિવર્તિત થાય તો તે પણ જનતાની ઉન્નતિમાં અત્યંત હિતકર થઇ પડે.

આધુનિક સંસ્કૃતિ સર્વ રીતે દોષપાત્ર નથી. એથી તેનાં કાર્યક્ષેત્રમાં ઘણાં સુંદર કાર્યો થયાં છે. આધુનિક સંસ્કૃતિને પ્રતાપે, હજારો મનુષ્યોનું અનેક રીતે કલ્યાણ પણ થયું છે. આરોગ્ય કે વ્યક્તિની દૃષ્ટિએ પણ વર્ત્તમાન સંસ્કૃતિ કેટલીક રીતે હિતપ્રદ નીવડી છે. આ બધુંયે છતાં એમાં મુક્તિ-દાયિત્વ જેવું કશુંયે ન હોવાથી, મુક્તિની દૃષ્ટિએ આજની સંસ્કૃતિ જરા પણ ઇષ્ટ નથી. આજની જડવાદી સંસ્કૃતિથી મનુષ્ય જાતિનું એટલું બધું અધઃપતન થયું છે કે-મુક્તિ આદિની પ્રાપ્તિમાં તે કોઇ પણ રીતે આપણને ઉપયોગી થઇ પડે જ નહિ. આજની અનેક મહાન્ શોધો રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષાની પરિતૃપ્તિરૂપ છે. આજની એક પણ શોધ નિઃસ્વાર્થભાવે થઇ હોય એમ નથી લાગતું. એ શોધોથી કેટલાક મનુષ્યોને મહાન્ લાભ જરૂર થયો હશે એ નિર્વિવાદ છે. આમ છતાં એ જ શોધો લાખો મનુષ્યોને પ્રાણઘાતક નીવડી છે એ જોતાં આજની શોધોથી

જનતાનો વિકાસ કેવો થયો છે એ સહજ સમજી શકાય છે.

ઉચ્ચ પ્રકારની સંસ્કૃતિથી જનતા તેમજ પ્રત્યેક વ્યક્તિનું કલ્યાણ સાધી શકાય. સમુદાય-ભક્તિ (સમુચ્ચય યુક્ત ઉપાસના) એ ઘણા મનુષ્યોની એકી સાથે થતી અર્થાત્ સમકાલીન ઉન્નતિનાં દૃષ્ટાન્તરૂપ છે. એક ચિત્તવાળા મનુષ્યોની સંખ્યાના પ્રમાણમાં એકાગ્રતાનું બળ વધે છે. સામુદાયિક ભક્તિ સામુદાયિક એકાગ્રતાના ભાવ ઉપરથી નિષ્પન્ન થયેલ છે. સામુદાયિક એકાગ્રતાની શકિત અદ્ભુત છે. સામુદાયિક એકાગ્રભાવના અદ્ભુત કાર્યનાં અનેક દૃષ્ટાન્તો અનેક શાસ્ત્રો આદિમાંથી ઉપલબ્ધ થઇ શકે છે. સામુદાયિક એકાગ્રતાને કારણે, યજ્ઞાદિ પ્રસંગોએ અત્યંત આશ્ચર્યકારક દૃશ્યો દૃષ્ટિગોચર થઇ શકે છે. એ દૃશ્યોનું નિરૂપણ કરતાં સ્વામી રામતીર્થે એક પ્રસંગે જણાવ્યું છે કે:—

"યજ્ઞની ધર્મ-વિધિઓ ચાલુ હોય તે પ્રસંગે, દેવો પ્રત્યક્ષ રીતે હાજર થાય છે એવું ધર્મશાસ્ત્રોનું વિધાન અક્ષરશઃ સત્ય છે. સામુદાયિક એકાગ્રતાનું પ્રાબલ્ય આથી સિદ્ધ થાય છે. એકચિત્તવાળા મનુષ્યોની સંખ્યાનો જે વર્ગ* આવે તેટલાગણી એકાગ્રતાની શકિત વધે છે. એમ આધુનિક માનસશાસ્ત્રની દૃષ્ટિએ પૂરવાર થયું છે. આ સત્સંગનું શુભ પરિણામ જો હું એકલો કોઈ વિચારને મૂર્તિમંત કરી શકું તો એક જ ચિત્તવાળા અને એક જ વિચારના હજારો મનુષ્યો કેટલું બધું કાર્ય કરી શકે ?"

જનતાના એકાગ્ર ભાવમાં અત્યંત ઘટાડો થઇ ગયાથી સામુદાયિક ભક્તિની શક્તિ આજ કાલ ઘણી ઘટી ગઇ છે. મસ્જીદો, દેવળો વિગેરેમાં પ્રાર્થના કરતા સંખ્યાબંધ મનુષ્યોમાં એ મનુષ્યોના વિચાર એક જ વસ્તુ ઉપર યથાર્થ રીતે કેંદ્રિત થતાં હોય એવું મહાભાગ્યે જ બને છે. શીખ ધર્મના સ્થાપક ગુરૂ નાનકનું એક જાણવાજોગ દૃષ્ટાન્ત છે. ગુરૂ નાનક કેટલાક મુસ્લીમોના અત્યંત આગ્રહથી એક મસ્જીદમાં પ્રાર્થના કરવા (નિમાઝ પઢવા) ગયા હતા. મસ્જીદમાં ગયા છતાં તેઓ પ્રાર્થનાથી અલગ જ રહ્યા. તેમણે પ્રાર્થના કરી જ નહિ. નિમાઝ પઢનાર મુસ્લીમોના અચંબાનો આથી પાર ન રહ્યો. કેટલાકને ગુસ્સો પણ ચઢયો. થોડી વાર રહીને તેમણે પ્રાર્થના ન કરવાનું કારણ પૂછતાં, ગુરૂ નાનકે એવો તો જડબાતોડ જવાબ આપ્યો કે, બધા સ્તબ્ધ જ થઇ ગયા. નિમાઝ દરમીયાન આફ્રિકામાં ઘોડા વેચવાનું જેમને મન થતું હોય એવા લોકો સાથે પ્રાર્થના કરવાની મને ટેવ નથી એમ નાનકે સાફસાફ જણાવી દીધું એટલે મસ્જીદમાંના સર્વ મુસ્લીમો અવાક્ જેવા બની ગયા. એક જણે તો પોતાનો ગુન્હો ખુલ્લેખુલ્લો કબૂલ પણ કરી દીધો. ચિત્તમાંથી સર્વ પ્રકારના વિચારો દૂર થાય ત્યાં સુધી પ્રાર્થના કરવી એ નકામી છે એ આ દૃષ્ટાન્તનું રહસ્ય છે. ઘોડાઓ થોડી મીનીટ સુધી ન થોભી શકે તો ઇશ્વર કેમ થોભે ?

આપણું ચિત્ત પ્રભુમાં યથાયોગ્ય રીતે ચોંટયું જ ન હોય ત્યાં સુધી પ્રાર્થના વિગેરે નિરર્થક જ છે, મંદિરો, દેવળો, મસ્જીદો આદિમાં જવું એ નકામાં જેવું છે. પ્રભુની ભક્તિ સદા વિશુદ્ધ ધ્યાનથી અને એકાગ્રતાપૂર્વક જ થવી જોઈએ, અન્યથા એ પ્રભુનાં અપમાનરૂપ છે. મંદિરો, મસ્જીદો આદિ પવિત્ર સ્થળો આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ, મનુષ્યને અત્યંત ઉપયોગનાં છે. સ્વામી વિવેકાનંદે મંદિરો, મસ્જીદો અને ભકિતનાં અન્ય પવિત્ર સ્થળો

* કોઇ પણ સંખ્યાને તે જ સંખ્યાએ ગુણીએ તો તે સંખ્યાનો વર્ગ આવે છે. દા. ત. ૪×૪=૧૬. સોળ એ ૪ નો વર્ગ કહેવાય છે.

વિગેરેના ઉદ્દેશ જણાવતાં 'રાજયોગ'માં યથાર્થ જણાવ્યું છે કેઃ—

"યોગનાં અનુષ્ઠાન માટે બનતાં સુધી એક નિરાળો ખંડ અવશ્ય હોવો જોઇએ. એ ઓરડો પવિત્ર રાખવો જોઇએ. તેમાં નિદ્રા આદિ કાર્યો ન જ થાય. વિશુદ્ધ ચિત્ત અને શરીરથી ખંડમાં પ્રવેશ કરવો જોઇએ. પવિત્ર પુષ્પો અને ધાર્મિક ભાવના પોષક ચિત્રો યોગનાં અનુષ્ઠાનવાળા ખંડમાં હોય તો વધારે સારૂં. ખંડમાં સવાર સાંજ સુગંધી ધૂપ થવો જોઇએ. ખંડમાં પ્રવેશ થતાં જ અપવિત્ર વિચારો, કલહ આદિ સદંતર બંધ થાય એ ખાસ આવશ્યક છે. ખંડમાં આવનારા બીજા મનુષ્યોના વિચાર યોગીના વિચારોને સર્વથા અનુરૂપ હોવા જોઇએ. આવી રીતે ખંડનું વાતાવરણ અત્યંત વિશુદ્ધ બની જાય છે ગમે તેવું દુઃખ કે આશંકા હોય પણ ખંડમાં પ્રવેશ કરતાં જ, યોગીને શાન્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે. મંદિરો અને દેવળોનો ઉદ્દેશ પણ આ જ છે મંદિરો આદિ પવિત્ર સ્થળો પવિત્ર આંદોલનથી પવિત્ર પ્રભામય રહે છે."

આજનાં મંદિરો વિગેરેમાં આવી પવિત્રતા વર્ત્તે છે કે નહિ એ સમજાવવાની ભાગ્યે જ જરૂર છે. પવિત્ર ગણતાં સ્થાનોમાં જોઇએ તેવી પવિત્રતા નથી જ રહી એ નિર્વિવાદ છે. કેટલાક મનુષ્યો ધર્મી કે આસ્તિક ગણવા નિમિત્તે જ મંદિરો કે મસ્જીદોમાં જાય છે. આવા મનુષ્યોમાં વસ્તુતઃ આસ્તિકતા કશીયે નથી હોતી. કેટલાકને મંદિરો, મસ્જીદો કે દેવળો વિકાર-દ્રષ્ટિનાં પોષણરૂપ પણ થઇ પડે છે. આવી વૃત્તિ એ શું પ્રભુ-મંદિરની હાંસીરૂપ નથી? જે તે કાર્યનાં પરિણામના સંબંધમાં નિર્મોહવૃત્તિની આવશ્યકતાનો આપણે હવે વિચાર કરીએ. નિર્મોહ વૃત્તિ એટલે સાંસારિક ઇચ્છાથી મુક્તિ-દરેક મનુષ્યે, આળસુ ન બની જવાય તે માટે કાર્યમાં તો મશગૂલ જ રહેવું જોઇએ. પણ કાર્યનાં પરિણામ ઉપર સુખનો આધાર ન રાખી શકાય. જો સુખનો આધાર એ રીતે રખાય તો એક પ્રકારની મોહદશાની પરિણતિ અવશ્ય થાય છે. કામ એટલે વૈતરૂં એવો અર્થ કોઇ રખે કરે. કાર્ય એટલે આત્મા અને વિશ્વ સાથે એકતાનાં આંદોલન એવો ધર્મ દ્રષ્ટિએ અર્થ નીકળી શકે છે. આવું નિઃસ્વાર્થ કાર્ય એ જ ખરૂં કાર્ય છે. કેટલાક તેને આળસરૂપ ગણે પણ તે યથાર્થ નથી. આધ્યાત્મિક કાર્યમાં કોઇ બદલાની અપેક્ષા પણ ન હોઇ શકે. આધ્યાત્મિક કાર્ય એટલે મનોવિકારો ઉપર વિજય અને વિશુદ્ધ આત્માનું ધ્યાન એ જ અર્થ સંભાવ્ય છે. ધાર્મિક કાર્ય આદિનું રહસ્ય સમજાવતાં જૈનોનાં એક શાસ્ત્રમાં સત્ય જ કહ્યું છે કેઃ—

"અર્હત્ દશામાં નિઃસ્પૃહ વૃત્તિથી સતત ક્રિયા ચાલુ રહે છે. અંર્હતો સર્વને પ્રકાશ આપે પણ કોઇ આગળથી પ્રકાશ નથી લેતા. આત્માનું જેમ જેમ ઉર્ધ્વગમન થતું જાય છે તેમ તેમ એક પછી એક જે તે બંધનનો વિચ્છેદ થતો જાય છે. વ્યક્તિગત લાભ, આનંદ કે પ્રેમની ઇચ્છા નથી રહેતી. છેવટે વ્યક્તિગત પરિપૂર્ણતાની ઈચ્છાનું પણ ઉન્મૂલન થાય છે, એ ઇચ્છા પણ આત્મામાં જ વિલીન થાય છે. આમ એક આત્મા માત્ર બાકી રહે છે."

શ્રમજીવીઓ પોતાની ક્ષુદ્ર વાસનાની પરિતૃપ્તિ અર્થે કે કોઇ બદલાની આશાથી કોઇનું કોઇ કામ કરે છે. મહાપુરુષો (અર્હતો વિગેરે) સાંસારિક લાભ માટે કોઇ પણ કાર્ય નથી કરતા. વાસનાઓથી મોહ ઉત્પન્ન થતો હોવાથી, વાસનાઓનો ત્યાગ એ તેમનાં કાર્યનો મુખ્ય ઉદ્દેશ હોય છે. વાસના એટલે પરિપૂર્ણતાની ઊણપનો સ્વીકાર. વાસનાવાળા મનુષ્યને સંસારમાં બધું યે અધુરૂં લાગે છે. તેનાં મનની

પરિતૃપ્તિ કોઇ કાળે પણ નથી થતી. જે આત્મા પરિપૂર્ણ હોય તેનામાં વાસના ન જ હોય.

મનુષ્યની સદા દુર્દશા અશ્રદ્ધા અને દૌર્બલ્યનાં જ પરિણામરૂપ છે. સચ્ચિદાનંદ સ્વરૂપનો યથાર્થ સાક્ષાત્કાર થતાં, એ દુર્દશા ક્ષણ પણ ન રહી શકે. કાર્યનાં પરિણામનો મોહ છૂટી જાય એટલે આત્માની પરિપૂર્ણ સ્થિતિનો આવિષ્કાર આપોઆપ થઇ જાય છે. ત્યાંસુધી એ સ્થિતિ ગુપ્તવત્ રહે છે. સત્ય શ્રદ્ધાની પરિણતિ થતાં, દુઃખદાયી અસત્ય વસ્તુઓનો વ્યામોહ અવશ્ય છૂટી જાય છે. નિઃસ્પૃહવૃત્તિ એજ સર્વશ્રેષ્ઠ પુણ્યદાયી છે. નિઃસ્પૃહવૃત્તિથી આત્માનું સર્વોચ્ચ શ્રેય થાય છે. નિઃસ્પૃહવૃત્તિનું આ જાણવાજોગ રહસ્ય છે.

કાર્યના પરિણામના મોહથી, ચિત્તને કદાપિ શાન્તિ પ્રાપ્ત નથી થતી. અગમચેતીની દ્રષ્ટિએ બુદ્ધિ નિરર્થક થઇ પડે છે. આ એક પુરાતન સિદ્ધાન્ત છે. લોર્ડ લીટને 'ઝેનોની' નામની નવલિકામાં આ સિદ્ધાન્તનું પ્રતિપાદન સુંદર રીતે કર્યું છે. ઝેનોની વિશ્વનો દ્રષ્ટા માત્ર રહ્યો ત્યાંસુધી કોઇ પણ આશ્ચર્યકારી કાર્ય તેનાથી થઇ શકતું. ગમે તેવું કઠીન ભવિષ્ય-કથન પણ તેનાથી થઇ શકતું. એજ ઝેનોનીનો ચંચળ અને વહેમી વીચોલા સાથે લગ્ન-સંબંધ જોડાયો એટલે તેની સર્વ શક્તિઓનો હ્રાસ થઇ ગયો. તેનો ઘોર વિનિપાત થતાં, તેનું શયતાન ઉપર લેશપણ નિયંત્રણ ન રહી શક્યું.

કાર્યના પરિણામનો નિર્મોહ એટલે મનોવિકાર અને લાલસાઓ ઉપર સંયમ, કાર્યનાં પરિણામના નિર્મોહી મનુષ્યથી ઇંદ્રિય-સુખોમાં અનુરક્ત ન જ થવાય. ઇંદ્રિય-સુખોની લાલસા આદિનું અસ્તિત્વ હોય ત્યાં સુધી, કાર્યનાં પરિણામ સંબંધી નિર્મોહ વૃત્તિ સંભવી શકતી નથી. કાર્યોનાં પરિણામનો નિર્મોહ એવો હોવો જોઇએ કે, આત્માની દિન-પ્રતિદિન ઉન્નતિ જ થયા કરે. આત્માની યથેષ્ઠ ઉન્નતિ થતાં, નિર્મોહી મનુષ્યથી પોતાના પિતાના મૃત દેહનો અગ્નિસંસ્કાર કે એવાં કાર્યો પણ ન જ થઇ શકે. કાર્યનાં પરિણામના નિર્મોહમાં મનોવિકારો અને વાસનાઓના ક્ષયને આ પ્રમાણે અત્યંત પ્રાધાન્ય આપવામાં આવ્યું છે અને તે સર્વથા યથાર્થ જ છે. નિર્મોહી મનુષ્યથી ધર્મને નામે પણ ઇંદ્રિય-સુખોમાં કોઇ રીતે અનુરક્ત ન રહેવાય. ધર્મને નામે ઇંદ્રિય-સુખોની અનુરક્તિ એ કાર્યનાં પરિણામના નિર્મોહી મનુષ્યો માટે કોઇ રીતે ઇષ્ટ નથી.

કાર્યના પરિણામના સંબંધમાં નિર્મોહવૃત્તિ વાસનાઓના પરિત્યાગથી વધે છે. વાસનાઓનો ઉપભોગ જેમ જેમ ઘટે તેમ તેમ નિર્મોહવૃત્તિ વધે છે. આથી વાસનાઓના ઉપભોગનું રહસ્ય સમજવાની ખાસ જરૂર છે. વાસનાઓનો ઉપભોગ ચિત્તથી થાય છે કે ઇંદ્રિયોથી થાય તે એ પ્રશ્ન પણ ખાસ વિચારણીય થઇ પડે છે. વાસનાઓનો ઉપભોગ ચિત્તના ભાવોથી થાય છે કે નહિ એનો વિચાર પણ અત્યંત મહત્ત્વનો છે.

જો જે તે વસ્તુમાં સુખ કે દુઃખ આપવાની વાસ્તવિક શક્તિ કે ગુણ હોય જ તો દરેક મનુષ્યને એક જ વસ્તુથી એક જ પ્રકારનું સુખ કે દુઃખ થાય એ નિઃસંશય છે. પણ તેવું કંઇ ભાગ્યે જ થાય છે. એક જ વસ્તુ સામાન્ય રીતે જૂદા જૂદા માણસો ઉપર જૂદી થાય છે. સ્વાદિષ્ટમાં સ્વાદિષ્ટ આહાર હોય પણ પેટ ભરેલું હોય તો તે આહારમાં બીલકુલ સ્વાદ નથી લાગતો. એ આહારથી ઉલટી અનેક પ્રકારની વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. એથી ઊલટું ભૂખ કકડીને લાગી હોય તો ગમે તેવો અ-

પકવ આહાર પણ સ્વાદિષ્ટ લાગે છે. આમ એક જ વસ્તુ સ્વાદિષ્ટ લાગે છે. બીજી વસ્તુ અસ્વાદિષ્ટ હોય છતાં સ્વાદિષ્ટ લાગે છે. જો સ્વાદ એ આહારનો વસ્તુતઃ ગુણ જ હોત તો તેનો ઉપભોગ દરેક મનુષ્ય એક સરખો કરી શકત. તેથી દરેક મનુષ્યને એક સરખો જ આનંદ પણ થાત. દરેક મનુષ્યને એક જ આહારમાં એક પ્રકારનો આનંદ નથી થતો. આથી સ્વાદ ખોરાકમાં નથી પણ માનસિક વૃત્તિમાં રહેલ છે એમ સિદ્ધ થાય છે. સ્વાદની જેમ ઈંદ્રિયજન્ય અન્ય સુખો-દુઃખો પણ ચિત્તની વૃત્તિ ઉપર જ નિર્ભર રહે છે. તાત્પર્ય એ કે-એક જ વસ્તુથી કેટલાક મનુષ્યોને સુખ થાય છે, બીજા મનુષ્યોને તેથી દુઃખની વાત પરિણત થાય છે. દા. ત. એક સુંદર સ્ત્રી હોય તેનો પુત્ર તેને માતા તરીકે નિરખે છે. કોઇને તે પુત્રી રૂપ લાગે છે. તેનો પતિ તેને ધર્મપત્ની તરીકે લેખે છે. કોઇ વિકારી મનુષ્ય તેના તરફ વિકાર દૃષ્ટિથી જ નિરીક્ષણ કરે છે. આમ ઉપભોગ્ય વસ્તુ એક જ હોવા છતાં, જૂદા જૂદા મનુષ્યોને તે સંબંધમાં ભિન્ન ભિન્ન ભાવો ઉત્પન્ન થાય છે. વળી એક જ સ્ત્રી અમુક કાળ સુધી આનંદ કે સુખરૂપ લાગે પણ તે સ્ત્રીના સ્વભાવમાં કે ચારિત્ર્યમાં અનિષ્ટ પરિવર્ત્તન થતાં તે સ્ત્રી દુઃખાસ્પદ થઇ પડે છે. આમ એક જ વસ્તુ એક જ મનુષ્યને એક વખતે સુખદાયી તો બીજે વખતે દુઃખદ થઇ પડે છે. સ્વપ્નમાં કેટલીક વખત સુખદુઃખનો એવો અનુભવ થાય છે કે, એની છાપ થોડો વખત સુધી જાગૃત સ્થિતિમાં પણ રહે છે.

સુખ કે દુઃખ એ કોઇ ઈંદ્રિયજન્ય પદાર્થોમાં નથી એમ યોગીઓ માને છે તે યથાર્થ જ છે. સુખ કે દુઃખ ચિત્ત–સ્થિતિ ઉપર જ નિર્ભર રહે છે.* યોગી પુરૂષો સંસારના ક્ષણિક અને અનિત્ય સુખોથી સર્વદા પર રહે છે. તેઓ આત્માના સત્ય આનંદના ઉપભોગમાં જ મગ્ન રહીને પોતાનો કાળ નિર્વહન કરે છે.

ઈંદ્રિયજન્ય સુખો અને ઈંદ્રિયજન્ય આકર્ષણોથી જીવન સ્થૂલ શરીરમાં જ જકડાયલું રહે છે. સ્થૂલ શરીરનું આવું બંધન કોઇ રીતે ઇષ્ટ નથી. સ્થૂલ શરીરનું બંધન અધઃપાતકારી જ નીવડે છે. સ્થૂલ શરીરનાં સુખો એ કંઇ સુખ નથી. એ સુખોનો ઉપભોગ એ આપણો હક્ક પણ નથી. આપણો જન્મસિદ્ધ હક્ક તો આત્મસુખનો અનુભવાનંદ એ જ છે. જો આત્મસુખના આનંદનો ક્ષણ પણ અનુભવ થાય તો યોગીઓ વિગેરેનું સુખ દુનીયાભરનાં રાજ્ય અને તેના અતુલ વૈભવનાં કરતાં અનંતગણું ચઢિયાતું છે એવી નિશ્ચયયુક્ત શ્રદ્ધાની પરિણતિ અવશ્ય થાય છે.

જે મનુષ્ય આસજનો આદિ દુનીયાનાં સર્વસ્વનો શ્રદ્ધાપૂર્વક પરિત્યાગ કરે છે તેમને અપૂર્વ સુખ મળે છે. તેમનાં સુખ આગળ દુનીયાનાં તુચ્છ અને ક્ષણિક સુખો કંઈ પણ હિસાબમાં નથી. સંસારનો ખરો ત્યાગ કરનાર મનુષ્યોને મુક્તિની પ્રાપ્તિ પણ થઇ શકે છે. સંસારનાં ક્ષુદ્ર સુખો અને દુઃખદ બંધનોથી આત્મસાક્ષાત્કારનો અનેરો આનંદ અનુભવાય છે.

એક જ ઉદ્દીપનથી જે તે ઈંદ્રિયની નૈસર્ગિક ગુણશક્તિનો જ આવિષ્કાર થાય છે એમ આધુનિક માનસશાસ્ત્રથી સિદ્ધ થયું છે. આથી

*ભૌતિક વસ્તુઓમાં કેટલીક સ્થૂલ ગુણો ઉપરાંત રસાયણિક કાર્ય આદિ શક્તિઓ હોય છે. ભૌતિક વસ્તુઓમાં સુખદુઃખ આપવાની વાસ્તવિક કોઇ શક્તિ જ નથી.

ઉદ્દીપન ભલે એક જ હોય પણ તેથી ચક્ષુ, કર્ણ આદિ ઇન્દ્રિયો પોતપોતાની ગુણ-શક્તિનો જ આવિષ્કાર કરે છે. ઉદ્દીપનને કારણે, ચક્ષુની નિરીક્ષણ શક્તિ વધે છે, કર્ણની શ્રવણ-શક્તિમાં વધારો થાય છે અને એમ બીજી ઇંદ્રિયોની શક્તિઓ પણ જરૂર વધે છે. વળી એક જ ઇંદ્રિયના ગુણધર્મમાં જૂદાં જૂદાં ઉદ્દીપનોથી કશું પરિવર્તન નથી થતું. ઉદ્દીપનો ગમે તેટલાં હોય પણ ચક્ષુ ઇંદ્રિય એ જોવાનું જ કાર્ય કરે છે. ચક્ષુથી બીજું કોઈ કાર્ય કદાપિ નથી થઈ શકતું.

ઇચ્છા-શક્તિની આંતરિક એકાગ્રતાથી જે તે ઇંદ્રિયની નસો કે મજ્જા તંતુઓ ઉપર અવશ્ય અસર થાય છે. આથી જ સ્વાદિષ્ટ ભોજન જોતાં જ મ્હોંમાંથી પાણી છૂટે છે. અત્યંત ક્ષુધા લાગી હોય ત્યારે જે તે આહારની સુગંધ તેમજ સ્વાદનો અનુભવ પણ ઘણીએ વાર મનુષ્યને થાય છે. આજ પ્રમાણે કોઇ પ્રિય આપ્તજનનાં નામ માત્રથી આનંદનો સંચાર થઇ રહે છે. આનંદથી આખાયે શરીરમાં લોહી વિદ્યુત જેવા વેગથી ફરવા માંડે છે. આપ્તજનના સંસર્ગથી આનંદ થાય તેવો આનંદ પણ ઘણીયે વાર મનુષ્યથી અનુભવાય છે.

યોગી પુરૂષો કુદરતનાં આ સર્વ રહસ્યથી સર્વદા વાકેફ હોય છે. તેઓ પોતાની ઇચ્છાનુસાર જે તે ઇંદ્રિયના કોઇ પણ ભાવ વ્યક્ત કરી પણ શકે છે. પણ એ ભાવો કોઇ ઇંદ્રિય-લાલસાની પરિતૃપ્તિ અર્થે નથી જ હોતા. યોગીઓમાં એવી રીતે ઇંદ્રિય-લાલસાનું પરિણમન થાય તો તેમનું અધઃપતન જ થાય. સચ્ચિદાનંદ દશારૂપ આત્માનાં વિશુદ્ધ સ્વરૂપમાં જ યોગીઓને આનંદ ભાસે છે અને તેમાં જ તેઓ અનેરો આનંદ મહાલે છે. સત્ય સુખના ઉપભોગથી, યોગીઓને સત્ય સુખનું જ સ્ફુરણ થયા કરે છે. યોગીઓ સદા કાળ આત્માનાં અધિરાજ્યનું સવિશેષ સુખ અનુભવે છે. સામાન્ય મનુષ્યો પ્રાયઃ ધર્મ કે પરમાત્મા કે ધર્મજન્ય સત્ય સુખની વાતો જ કરે છે. યોગીઓને પરમપદ અને સત્ય સુખનો સાક્ષાત્કાર થાય છે.

યોગીઓનું હૃદય આત્માનાં વિશુદ્ધ સ્વરૂપ સાથે જ સંલગ્ન રહે છે. આખરે સમાધિનું નિરતિશય સુખ પણ પ્રાપ્ત થાય છે. સમાધિનો આનંદ અનેરો છે. એ આનંદ ખરેખર વર્ણનાતીત છે. સમાધિની શક્તિ અપૂર્વ છે. સમાધિની શક્તિના સંબંધમાં "The Voice of The Silence" (સમાધિનો દિવ્ય નાદ) માં સત્ય જ કહ્યું છે કે:—

"સમાધિ-દશા પ્રાપ્ત થતાં, દિવ્ય દ્વારો ખુલી જાય છે. કુદરતનાં મહાનમાં મહાન્ બળથી પણ, આત્માની સર્વોચ્ચ પ્રગતિમાં કોઇ રીતે અંતરાય થઇ શકતી નથી".

સમાધિસ્થ મહાપુરૂષો જીવન અને મૃત્યુ (મૃત્યુ અને જન્મ) ના વિજેતા બને છે. તેઓ આત્મોન્નતિનાં પરમ શિખરે પહોંચે છે. તેમનું ચિત્ત અનંત મહાસાગર જેવું શાન્ત બને છે. સંસારી મનુષ્યોને ચમત્કારી લાગતી ઘટનાઓ તેમને સામાન્ય રૂપ લાગે છે. તેઓ કોઇ પણ ચમત્કાર કરી શકે છે. તેઓ મૂર્તિમાન સત્ત્વગુણ અને શક્તિરૂપ બની રહે છે. શાન્તિ અને શુભ ભાવનાની તેમનામાંથી અહર્નિશ પરિણતિ થયા કરે છે. સર્વ પ્રાણીઓ પ્રત્યે તેમને ભ્રાતૃભાવ જાગે છે.

આજકાલની દુનીયામાં ચમત્કારો અશક્યવત્ થઇ પડયાથી ચમત્કારી ઘટનાઓની ચર્ચા પ્રાયઃ હાસ્યાસ્પદ થઇ પડે છે. કેટલાકને પૂર્વકાલીન ચમત્કારોની ચર્ચાથી આશ્ચર્ય પણ થાય છે. જનતાની આ હાસ્યાસ્પદ સ્થિતિ સર્વથા

અજ્ઞાનજન્ય છે એમ જ કહી શકાય. જનતાનાં અજ્ઞાનને લઇને જ, ચમત્કારી ઘટનાઓ કુદરતી હોવા છતાં તેમને એક પ્રકારનું અત્યંત દિવ્ય સ્વરૂપ ભાસે છે. કોઇ પરિણામનાં કારણો શુભ કે અજ્ઞાન હોય તો જનતાને સામાન્ય રીતે તેમાં ચમત્કાર જેવું લાગે છે. વસ્તુતઃ ચમત્કાર જેવું તેમાં કશુંયે નથી હોતું. પરિણામનાં કારણો યથાર્થ રીતે જાણી શકાય તો બધું કુદરતી ઘટના રૂપે જ લાગે છે. સંસારમાં કોઇસ્તુ અશકય નથી. કુદરત ઉપર અધિરોજય* તેમજ ઉચ્ચ પ્રતિનું જ્ઞાન પ્રાપ્ત કરી શકનારી બુદ્ધિ, જીવન આદિ અજ્ઞાનીને મન અત્યંત આશ્ચર્યકારી જણાય છે. જ્ઞાનીને તેમાં કશુંયે આશ્ચર્ય નથી જણાતું. જ્ઞાન થતાં, એક વખતની ચમત્કારી ગણાતી વસ્તુ ચમત્કારરૂપ નથી લાગતી. આથી જ એક વખતની ચમત્કારી ગણાતી શોધોમાં, આજની જનતાને કશોયે ચમત્કાર નથી લાગતો.

વાંચવા લખવાની કળા કે વિદ્યાથી જેઓ અજાણ હોય તેમને જ એ કળા કે વિદ્યામાં ચમત્કાર લાગે છે. એ કળાના જાણકાર મનુષ્યોને એમાં ચત્કારનો આભાસ નથી થતો. શિક્ષિત મનુષ્યોનાં જ્ઞાન કે વાંચવા લખવાની શકિતથી અજ્ઞાનીઓને જ આશ્ચય થાય છે.* જ્ઞાનીઓને તેથી કશુયે આશ્ચર્ય નથી થતું.

આપણે છેક અજ્ઞાન હોવાથી જ સંતપુરૂષોના ચમત્કારથી આપણને અત્યંત આશ્ચર્ય થાય છે. અજ્ઞાનને કારણે જ એ ચમત્કારોના સંબંધમાં કેટલીક વાર શ્રદ્ધાની પરિણતિ નથી થતી.

પ્રભુ મહાવીર આદિ જગતની અનન્ય વિભૂતિઓએ પોતાનાં જીવનમાં જે અનેક ચમત્કારો કરી બતાવ્યા છે તે સર્વ ચમત્કારો કુદરતનાં વિવિધ બળોનાં જ્ઞાનજન્ય જ હતા. કુદરતનાં મહાન્ બળોનાં અજ્ઞાનને કારણે, ચમત્કારોના સંબંધમાં મનુષ્યને આશ્ચર્ય થાય છે કે આશંકા જાગે છે. કુદરતની અનેક શકિતઓ, એ શકિતઓનાં અજ્ઞાનને કારણે, આશ્ચર્યકારી જણાય છે. એ શકિતઓનું જેમને જ્ઞાન હોય તેમને તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી લાગતું.

વિદ્યુત્ અને આકર્ષણ એ પ્રકૃતિની બે મહાન્ શક્તિઓ છે. એ શક્તિઓથી ઘણાં અદ્ભૂત કાર્યો થઇ શકે છે. આથી એ શક્તિઓનું જેમને જ્ઞાન ન હોય તેમને એ શક્તિઓ અને તેમનાં કાર્યોથી અત્યંત આશ્ચર્ય લાગે છે. બીજાઓને તેમાં કંઈ પણ ચમત્કાર કે આશ્ચર્ય જેવું નથી જણાતું. આકર્ષણશક્તિથી લાખો તારાઓ વિગેરે આકાશમાં અવધારિત રહે છે. આકર્ષણનું આવું મહાન્ બળ છે.

—અપૂર્ણ.

* આ સંબંધી બ્રાહ્મણ દંપતી અને ભીલોનું દ્રષ્ટાન્ત જાણવા જેવું છે. બ્રાહ્મણ અને તેની સ્ત્રી શિક્ષિત હતાં. બન્ને વાંચી લખી શકતાં. એક વખત બ્રાહ્મણ ઘેરથી વનમાં જતાં, ત્યાં તેને કોઈ વસ્તુની જરૂર પડી. આથી તેને લાકડાના કટકા ઉપર કોલસાથી કંઇ લખી એક ભીલદ્વારાએ સંદેશરૂપ ચિઠ્ઠી પોતાની પત્નીને મોકલાવી. પત્નીએ પતિની ચિઠ્ઠી વાંચતાંજ પતિને જોઇતી વસ્તુ તુરતજ મોકલાવી આપી. આ ઘટનાથી, અજ્ઞાન અને અભણ ભીલનાં આશ્ચર્યનો પારજ ન રહ્યો. ભણેલા મનુષ્યો લાકડાંને પણ બોલાવી શકે છે એવા વિચારથી તે બ્રાહ્મણ દંપતીની વિદ્યા ઉપર મંત્રમુગ્ધ થઇ ગયો.

# સ્વીકાર સમાલોચના

૧ ધી થીયરી ઓફ કર્મ–લેખક એમ જી. મરચન્ટ B. A. (Hons) શ્રી લબ્ધિસૂરિજી જૈન ગ્રન્થમાળા ગારીયાધાર તરફથી

૨ શ્રી ઋષભદેવ સ્વામી–લેખક શ્રી રાજહંસ શ્રી લબ્ધિસૂરિજી જૈન ગ્રંથમાળા ગારીયાધાર તરફથી ઉપરના ગ્રંથો સાભાર સ્વીકારવામાં આવે છે

**૩ શ્રી મહાવીર વિદ્યાલય મુંબઇ ત્રીશમો વાર્ષિક રિપોર્ટ–**ત્રીશ વર્ષ થયા સ્થાપન થયેલ આ સંસ્થા તેના ખંતીલા કાર્યવાહકો અને શ્રીમાન જૈન બન્ધુઓના દરેક પ્રકારના સહકારથી ઘણી જ પ્રગતિ કરી રહેલ છે. ઉચ્ચ કેળવણીના ધ્યેયને જ મુખ્ય રાખી બીજી કોઇપણ કેળવણી સંસ્થા કરતાં ભારતમાં પ્રથમ પંક્તિએ છે રિપોર્ટ પણ વિસ્તારપૂર્વક પ્રકટ થયેલ છે. દરેક પ્રકારની સહાયને યોગ્ય છે. અમો ભવિષ્યમાં વિશેષ પ્રગતિશીલ થાય તેમ ઇચ્છીએ છીએ.

---

## સાહિત્યરસિક બંધુશ્રી મોહનલાલ દલીચંદ દેશાઇનો સ્વર્ગવાસ.

ગયા માસમાં મગજની બિમારી ભોગવી ભાઇ મોહનલાલનો સ્વર્ગવાસ થયો છે. તેઓ જેમ વકીલાતના ધંધામાં નિષ્ણાત હતા, તેમ ધર્મશ્રદ્ધા હોવા સાથે સાહિત્યકાર અને સાક્ષર હતા. જૈન ઐતિહાસિક સાહિત્ય જ તેમનો મુખ્ય વિષય હતો. જૈન ગૂર્જર કવિઓ ત્રણ વિભાગમાં, આત્માનંદ જન્મ શતાબ્દિ વગેરે ગ્રંથો ઘણા સંશોધન અને પરિશ્રમપૂર્વક લખી ઇતિહાસ સાહિત્યની વૃદ્ધિ કરી છે. જૈન હેરલ્ડના ઘણા વખત સુધી તંત્રી હતા. સ્વભાવે નીડર, શ્રદ્ધાળુ, માયાળુ હતા. આ સભામાં ઘણા વખતથી લાઇફ મેમ્બર હતા. સભાના પ્રકટ થતાં સાહિત્યના પ્રશંસક અને સભા ઉપર સંપૂર્ણ પ્રેમ ધરાવતાં હતા. તેઓના સ્વર્ગવાસથી જેમ એક સાહિત્યકારની સભાને ખોટ પડી છે. તેમ જૈન સમાજને પણ તેમની ખોટ પડી છે તેમના પવિત્ર આત્માને અખંડ શાંતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીયે.

---

## ભાઇ જગજીવનદાસ ફૂલચંદનો સ્વર્ગવાસ.

ભાઇ જગજીવનદાસ થોડા દિવસની બિમારી ભોગવી આ માસની શુદ ૨ ના રોજ સ્વર્ગવાસ પામ્યા છે. તેઓ આ શહેરના કાપડના મુખ્ય વ્યાપારી હતા. તે ધંધામાં પ્રવીણ થવાથી આર્થિક સ્થિતિ સારી સંપાદન કરી હતી. તેઓની ધર્મ પ્રત્યેની દૃઢ શ્રદ્ધા હતી. જૈન બંધુઓ પ્રત્યે પ્રેમ હોવાથી તેઓને કોઇ પણ પ્રકારની રાહત આપવી તેમનો ધ્યેય હોવાથી શ્રી દાદાવાડીમાં જૈન બંધુઓને રાહત આપવા તેત્રીશ હજાર રૂપીયા સેનેટોરીયમ બંધાવવા અત્રેના શ્રી સંઘને અર્પણ કર્યા હતા. તેઓને તે તૈયાર થયે જોવાની સંપૂર્ણ અભિલાષા છતાં ગમે તે કારણોથી તે જોઇ શકયા નથી. તે અંત સમય સુધી તેમને અગાઉના રહી ગઇ છે બીજી કેટલીક સખાવતોના મનોરથ હોવા છતાં ભાવિભાવ બળવાન હોવાથી તે પ્રસંગ સાંપડી શકયો નથી. તેઓ શાંત, મિલનસાર, અને ભદ્રિક હતા. આ સભાના ઉપર પૂર્ણ પ્રેમ હોવાથી ઘણા વર્ષોથી લાઇફ મેમ્બર હતા. તેઓના પવિત્ર આત્માને અનંત શાંતિ પ્રાપ્ત થાઓ તેમ પરમાત્માની પ્રાર્થના કરવા સાથે તેમના સુપુત્રો વિનયચંદ, મોહનલાલ વગેરેને દિલાસો દેવા સાથે તેમના પગલે ચાલે તેમ સૂચના કરીએ છીએ.

# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

વીર સં. ૨૪૭૨. પોષ. પુસ્તક ૪૩ મું.
વિક્રમ સં. ૨૦૦૨. :: ઇ. સ. ૧૯૪૬ જાન્યુઆરી:: અંક ૬ ઠ્ઠો.

## શ્રી જિનદેવ સ્તવન.



( કૈસે છિપોગે અબ તુમ કૈસે છિપોગે—એ રાગ )

પાર ઉતારો પ્રભુજી પાર ઉતારો, દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો (૧)

ગાજે મદ મોહ લોભ કામ ગુમાની (૨) હામ થઇ દૂર પ્રભુ ના મળે આરો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર (૨)

ઊંચે આકાશ નીચે સંસાર સિંધુ (૨) પાર કરો નૌકા ભવ ભયથી ઉગારો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર (૩)

સમકિત રસ સ્વાદકરી વૃત્તિ સુધારી, (૨) સંસાર સર્વ થાય હવે અકારો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર. (૪)

રત્નત્રયી અમૂલ્ય તુજથી પમાયે (૨) જન્મ મરણકેરો ન લાવશો વારો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર (૫)

જન્મ મરણ સફળ થાય ટળે ભવની ફાંસી, (૨) ચરણ વસાવો હવે આધાર તમારો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર (૬)

ચરણે વસવાની મારી આશ અધૂરી, (૨) હાથ ગ્રહી નાથ! મ્હારો જન્મ સુધારો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર (૭)

અજિત પ્રતાપ જિન દેવ! આપનો (૨) હેતે હેમેન્દ્રકેરાં દુઃખ નિવારો;
દુસ્તર સંસાર સિંધુ પાર ઉતારો. પાર (૮)

મુનિરાજશ્રી હેમેન્દ્રસાગર

# 'પુન્યની મહત્વતા.'

લે. આચાર્ય શ્રી. વિજયકસ્તૂરસૂરીશ્વરજી મહારાજ.

માનવ જીવનમાં પુન્યકર્મ રળવાનો સમય ખોઈ બેસનાર આપત્તિ વિપત્તિનો જ ગ્રાહક કહી શકાય. રાજા હોય કે રંક હોય, શ્રીમંત હોય કે કંગાળ હોય બધાયને પુન્યકર્મ પેદા કરવા માટે એક સરખો જ પ્રયાસ કરવાની જરૂરત છે. શ્રીમંત અથવા તો રાજાએ પોતાને મળેલી સંપત્તિ જોઈને પુન્યની અનાવશ્યકતા સમજી સંતોષ માનવાની જરૂરત નથી; કારણ કે પુન્યથી મળેલી સંપત્તિ વપરાઈને ઓછી થતી જાય છે તે ઓછી ન થવા દેવા અથવા તો તેને વધારવાને માટે પુન્ય બળની અત્યંત આવશ્યકતા રહે છે. પુન્યબળ ઘટી ગયા પછી મેળવેલી સંપત્તિ નષ્ટ થાય છે એટલું જ નહીં પરંતુ નવી સંપત્તિ મેળવવાનો પ્રયાસ પણ નિષ્ફળ જાય છે અને માનવજીવન પૂર્ણ થયા પછી ભાવી જીવન અધમ અને દુઃખપૂર્ણ મેળવાય છે.

માનવ જીવનમાં જેટલું પુન્ય વપરાય છે તેટલો વપરાશ પશુ જીવનમાં હોતો નથી; કારણ કે પશુ કરતાં માનવી ઘણો જ સુખી કહેવાય છે. માનવી જેટલું સુખ મેળવે છે તે બધું પુન્યથી ખરીદેલું છે. જેમ સુખ ભોગવાય છે તેમ તેમ પુન્ય વપરાય છે. એકલું ધન મેળવવામાં જ પુન્યની જરૂરત પડે છે એટલું જ નહીં પણ પાંચે ઇંદ્રિયોના અનુકૂળ વિષયો મેળવવામાં, નિશ્ચિંત અને નિરોગી રહેવામાં, સુખે જીવવામાં અને માન પ્રતિષ્ઠા આદર તથા યશ-કીર્તિ મેળવવામાં પુન્ય પુષ્કળ વપરાય છે. માટે જ પુન્ય પેદા કરવા ધાર્મિક વ્યવસાય કરવાની અત્યંત આવશ્યકતા રહે છે, તો તે વ્યવસાય માટે નિર્ણીત કરેલા સમયને નિરુદ્યમી-પણાથી દૂષિત કરવો ન જોઈએ. જેમ ગૃહસ્થમાં રહેનારને હાલતાંચાલતાં પૈસાની જરૂર પડે છે, માટીના ઘડા જેવી વસ્તુ, અરે! એક દાતણ પણ પૈસા આપ્યા વિના મળી શકે નહીં, તેમ સંસારી જીવનમાં જીવનાર જીવને પુન્યની ઘણી જ જરૂરત રહે છે. દરેક જન્મમાં જીવની પાસે પુન્ય હોય તો જ સર્વ પ્રકારની અનુકૂળતા મેળવી સુખે જીવી શકે છે.

કોઈપણ વસ્તુ કિંમત આપ્યા સિવાય મળી શકતી નથી. જેવા પ્રકારની વસ્તુ હોય છે તેની કિંમત પણ તેવા જ પ્રકારની હોય છે. પૌદ્ગલિક જડાત્મક સુખના સાધન મેળવવાને માટે કિંમતમાં પુન્ય આપવું પડે છે. જેની પાસે પુન્ય સારા પ્રમાણમાં હોય છે તે સ્વેચ્છા પ્રમાણે પૌદ્ગલિક સુખના સાધન મેળવી શકે છે, પણ અજ્ઞાની પુન્યહીન કંગાળ સાધનના અભાવે દુઃખે જીવી દુર્ગતિમાં ચાલ્યો જાય છે, કે જ્યાં વધારે દુઃખમય જીવનનો અનુભવ કરે છે; કારણ કે માનવ જીવનમાં પુન્યનો કંગાળ હોવા છતાં પણ તેણે પુન્ય રળવા કાંઈપણ વ્યવસાય કર્યો નહીં. અને દરિદ્રતાના આશ્રયમાં રહીને નિરુદ્યમીપણે સર્વોત્તમ પુન્ય રળવાના સાધનભૂત માનવજીવનને વેડફી નાંખ્યું. જો કે માનવી સુખી થવા કાંઈ ને કાંઈ ઉદ્યમ તો કરે જ છે તેમજ જીવનને પણ વાપરે છે છતાં માનવજીવનના મુખ્ય કર્તવ્યરૂપ ધાર્મિક વ્યવસાય કે જે આત્મિક તથા પૌદ્ગલિક સુખ આપે છે તે ન કરતાં પુન્યહીનપણે પૌદ્ગલિક

સુખના સાધન મેળવવા અધર્મ તથા અનીતિના કાર્યમાં ઉદ્યમવાળો રહે છે. અને છળ-કપટ-વિશ્વાસઘાત કરીને કાંઈક સાધન મેળવે પણ છે છતાં તે સુખના બદલે મેળવેલી વસ્તુઓથી અનેક પ્રકારના દુઃખ જ ભોગવે છે, અને પરિણામે અધર્મથી ઉપાર્જન કરેલા પાપના ફળરૂપ દુર્ગતિનો આશ્રિત બને છે, એટલા જ માટે તેને નિરુદ્યમી અને જીવન વેડફી નાંખશે તેમ કહેવામાં આવે છે. જે માનવી માનવજીવનમાં સુકૃત કરીને પુન્યકર્મ અથવા તો નિર્જરા-મુક્તિ મેળવે છે તે જ સાચો ઉદ્યમી અને જીવનનો સદુપયોગ કરનાર કહેવાય છે. બાકીના જીવો તો પાપકર્મ કરી દુઃખની પરંપરા મેળવનારા હોવાથી સાચા ઉદ્યમી અને જીવનને સાર્થક કરનારા કહી શકાય નહીં. જે માનવી પોતાની સમજણ પ્રમાણે કહે કે હું બધી વાતે સુખી છું, મારી પાસે લાખો-ક્રોડોની સંપત્તિ છે, બાગ-બંગલા-મોટર-નોકર-ચાકર છે, મારે સ્ત્રી-પુત્ર-ભાઈભાંડુ આદિ કુટુંબ પરિવાર સારો છે, અને બધાય મારી ઈચ્છા પ્રમાણે વર્તે છે, મિત્રાદિ પણ સારા સ્વજન હિતૈષી અને સ્નેહપૂર્ણ છે, હું વાર્ષિક લાખોની આવકવાળો છું, મારી શારીરિક સંપત્તિ પણ સારી છે, રોગ રહિત સુંદર કાયા છે, લોકોમાં પણ મારી આબરૂ સારી છે, સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થો મારો આદર સત્કાર કરે છે વિગેરે આ પ્રમાણે કહેનારાએ વિચારવું જોઈએ કે-આ બધુંય શાથી? બીજાઓમાં ઘણી ખામીઓ દેખાય છે. કોઈને પુત્રનું દુઃખ તો કોઈને ધનનું. આ પ્રમાણે અનેક પ્રકારના દુઃખોથી ઘેરાયેલા જગતમાં ઘણા છે અને મને સર્વ પ્રકારની અનુકૂળતા મળી છે તેનું શું કારણ?

જે સર્વ પ્રકારે સુખ ભોગવે છે તેણે અવશ્ય ધ્યાનમાં રાખવું જોઈએ કે તેની પાસે પુન્યનો સંગ્રહ સારો છે. અને તે પુન્ય ખરચીને સુખ મેળવે છે. સુખના પ્રમાણમાં પુન્યનો વ્યય થાય છે માટે જેટલું પુન્ય ખરચાય છે તેટલું જ નવું પુન્ય રળવાને માટે તેને ધાર્મિક વ્યવસાય કરવાની જરૂરત છે. જો ઉદ્યમ કરીને નવું પુન્ય નહિં રળે તો પુન્યનો પુષ્કળ ખરચ હોવાથી જલદી ખૂટી જશે અને છેવટે સુખની દરિદ્રતા ભોગવવી પડશે. અને જો દુઃખ આવીને ઊભું રહેશે તો પછી પાછું તેટલું પુન્ય આ જીવનમાં મેળવી શકાશે નહિ. જેને રોજનું પચાસનું ખરચ હોય તેણે રોજ પચાસ રળવા જ જોઈએ. જ્યાં સુધી પચાસ રળે ત્યાં સુધી તો વધુ સુખની આશા રાખી શકે નહિ. તેમજ વ્યવસાય બંધ કરી નિશ્ચિતપણે સુખ ભોગવી શકે નહિં પણ જો તે પચાસથી વધુ રળે તો જ ભવિષ્યમાં સુખની સામગ્રી મેળવી વગર વ્યવસાયે પણ રળેલા દ્રવ્યથી સુખી થઈ શકે છે. તેવી જ રીતે જેઓ પુન્ય ભોગવે છે પણ નવું પેદા કરતા નથી તેમને આજ જીવનમાં અથવા તો ભાવી જીવનમાં પુન્યનો અભાવે સુખની સામગ્રી મળી શકતી નથી, પણ ધાર્મિક વ્યવસાય કરી ખરચ કરતાં પણ વધુ પુન્ય રળનાર ઉભય લોકમાં ઇચ્છિત સુખ મેળવી શકે છે. જેમ ખાવાની કોઈપણ વસ્તુ ખાતા જેમાં જેટલું આપણને ગળ્યું લાગે છે તેટલા પ્રમાણમાં તેમાં સાકર હોય છે. જો કે તે સાકર આપણને પ્રત્યક્ષ જણાતી નથી. પ્રત્યક્ષ તો શીરો-લાડુ આદિ મિષ્ટાન્ન અથવા તો સેલડી-ગાજરાં આદિ વનસ્પતિ જણાય છે; છતાં મીઠાશ સાકરનો ગુણ છે અને તે તેમાં જ રહેલી છે એમ એકલી સાકર ખાવાથી જનતાને અનેક વખત અનુભવસિદ્ધ થયેલું હોવાથી અણજાણમાં અણજાણ પણ મીઠી લાગતી વસ્તુઓમાં સાકરનું જ અનુમાન કરવાનો. તેવી જ રીતે જ્યાં જ્યાં જેટલે અંશે સુખ છે ત્યાં ત્યાં તેટલે અંશે પુન્ય અવશ્ય હોય છે. જેમ સાકરનો સ્વભાવ

ખળપણુ છે, તેમ પુન્યનો સ્વભાવ સુખ છે. જેની પાસે પૌદ્‌ગલિક સુખની સામગ્રી જેટલા પ્રમાણુમાં હોય છે તેની પાસે પુન્ય પણુ તેટલા પ્રમાણુમાં રહેલું છે. પુન્યના રજકણો—પુદ્‌ગલોમાં દુઃખનો અંશ પણુ હોતો નથી. જેમ સાકર પ્રીકાશવાળી વસ્તુને મીઠી બનાવે છે તેમ પુન્ય દુઃખીને સુખી બનાવે છે.

સંસારમાં સર્વ પ્રકારે સુખી અથવા તો દુઃખી કોઈક જ હોય છે. ધન છે ત્યાં પુત્ર નથી અને પુત્ર છે ત્યાં ધન નથી. જ્યાં બંને છે ત્યાં આરોગ્યતા નથી. આ પ્રમાણે કોઈ ને કોઈ સુખની ખામી માનવીઓમાં જણાય છે તેનું કારણુ પુન્યની અશુદ્ધિ છે અર્થાત્ પુન્યમાં પાપ ભળેલું હોવાથી જ સુખની ન્યૂનતા રહે છે. જેમ સાકરમાં કરિયાતું ભળી ગયેલું હોય અને તેને ખાઈયે તો તે સાકર કેવળ મીઠી ન લાગતાં કાંઈક કડવી પણુ લાગે છે તેવી જ રીતે પાપમિશ્રિત પુન્ય ભોગવતાં કોઈ વાતે સુખ તો કોઈ વાતે દુઃખ અનુભવાય છે. માનવીઓમાં ભાગ્યે જ કોઈક એવો હશે કે જે કેવળ પુન્ય અથવા તો કેવળ પાપ જ ભોગવતો હશે, કોઈ પુન્ય અધિક તો પાપ અલ્પ અને કોઈ પાપ વધારે તો પુન્ય ઓછું ભોગવે છે. જે પાપ અધિક અને પુન્ય અલ્પ ભોગવતો હશે તે પોતાને દુઃખી જણાવે છે અને પુન્યની અધિકતાવાળો પોતાને સુખી જણાવે છે.

જેમ દાળ–શાક આદિ વસ્તુઓને સ્વાદિષ્ટ બનાવવાને ખારાસ, ખટાસ, મીઠાસ, તીખાસવાળી વસ્તુઓનું ચૂર્ણ–મશાલો કરીને બીજી વસ્તુઓનો સ્વાદ આપવા છતાં પણુ દાળને ખારી કહેશે અને જો મરચાં વધારે હશે તો તીખી કહેશે. તેવી જ રીતે માનવી ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ અને અધ્યવસાયથી કરેલા કાર્યના પરિણામરૂપ પુન્ય તથા પાપને એકી સાથે જ ભોગવવાથી જે કર્મ વધુ પ્રમાણુમાં દળ તથા રસવાળું હશે તેને અનુસરીને પોતાને સુખી અથવા તો દુઃખી જણાવશે. પુન્ય પાપ આદિ ભિન્ન પ્રકૃત્તિવાળા આઠે કર્મનો દરેક સમયમાં એકી સાથે જ ઉદય હોય છે તેમાં વધારે રસ તથા દળવાળા કર્મ અત્યંત સ્પષ્ટ રીતે અનુભવાય છે. અશાતાવેદની તથા લાભાંતરાય, ભોગાંતરાય અને ઉપભોગાંતરાયના ઉદયથી ઘેરાયેલા અર્થાત્ હમેશના રોગી, ધનહીન, બાગ-બંગલા, સ્ત્રી, વસ્ત્ર, ઘરેણાં તથા સ્વાદીષ્ટ ખાદ્ય પદાર્થો આદિથી વંચિત દુઃખી અજ્ઞાની માનવી પાપીને સુખી અને ધર્મીને દુઃખી જોઈને, કેટલાક એમ કહેતા નજર આવે છે કે પાપ કરવાથી સુખી થવાય છે અને ધર્મ કરવાથી દુઃખી થવાય છે; માટે અધર્મજ કરવો ઠીક છે. પણુ તે મોટી ભૂલ કરે છે; કારણુ કે જો સાકર કડવી લાગે અને કરિયાતું મીઠું લાગે, દેવતા શીતળતા આપે અને પાણી બાળી નાંખે તો જ ધર્મથી દુઃખ અને અધર્મથી સુખ થઈ શકે, વસ્તુમાત્ર પોતપોતાના સ્વભાવ પ્રમાણે જ વર્તે છે. ધર્મથી પુન્ય ઉત્પન્ન થાય છે અને તેનો સ્વભાવ જ પૌદ્‌ગલિક સુખનાં સાધન મેળવી આપવાનો છે. અને અધર્મથી પાપ થાય છે કે જે પરિણામે દુઃખોત્પાદક પૌદ્‌ગલિક સાધનો મેળવી આપે છે જેથી માનવી અનેક પ્રકારનું દુઃખ ભોગવે છે. છતાં અધર્મી માણસો જે સુખી જણાય છે તે તેમના પૂર્વે સંચિત પુન્યના ઉદયનું પરિણામ છે, પણુ જે સુખી અવસ્થામાં અધર્મ કરી પાપ ઉપાર્જન કરી રહ્યા છે તે જ્યારે ફળ આપવા સન્મુખ થશે–ઉદયમાં આવશે ત્યારે ભવિષ્યમાં તેઓ અવશ્ય દુઃખ ભોગવશે જ તેવી જ રીતે ધર્મી માણસ જે દુઃખ ભોગવી રહ્યા છે તે પણુ તેમના પૂર્વે કરેલા પાપના ઉદયનું ફળ છે; પણુ તેમની ધાર્મિક પ્રવૃત્તિનું નથી. પોતાની શુભ પ્રવૃત્તિથી

ઉપાર્જન કરેલા પુન્યના ફળથી તો તેઓ ભાવીમાં અનેક પ્રકારે સુખની સામગ્રી પ્રાપ્ત કરશે જ.

એક માણસ ઘઉંની રોટલી ખાતો હોય અને બાજરી કે બંટી વાવી રહ્યો હોય તો તે કાંઇ વાવેલું ખાતો નથી પણ પૂર્વે સંઘરી રાખેલું ખાય છે. તે પહેલાના સંઘરેલા ઘઉં થઇ રહેશે ત્યારે વાવેલા બાજરી કે બંટી જ ખાવાનો અને જેને બંટી સંઘરી રાખી હશે તે હાલમાં બંટી ખાતો જણાશે પણ જે ઘઉં વાવી રહ્યો છે. તે તૈયાર થયા પછી ઘઉં જ ખાશે, તેવી જ રીતે પુન્ય સંઘરનાર પાપી માણસ હાલમાં સુખ ભોગવે છે પણ પુન્ય થઇ રહ્યા પછી પાપનું ફળ દુઃખ જ ભોગવશે અને પૂર્વે સંચિત પાપના ઉદયવાળો ધર્મી માણસ પાપ ક્ષય થયે સુખી જ થશે. આકડો વાવનાર આંબાના ફળ મેળવી શકે નહિં અને આંબો વાવનાર આકડાના ફળ મેળવે નહીં.

ખેડૂત ખેતરમાં પરિશ્રમ કરીને અનાજ વાવે છે તેને ઘડી બે ઘડીમાં લણવાનો પ્રસંગ આવતો નથી, અર્થાત્ સવારે ખેતરમાં જઇને ઘઉં કે બાજરી આદિ વાવી અને સાંજે ખેતરમાંથી અનાજના ગાડાં ભરી લાવે તેમ બનતું નજર આવતું નથી, પણ વાવેલા ઘઉં વિગેરેને અનુકૂળ હવા પાણી મળે તો તે ઊગી નીકળે છે. ત્યાર પછી છોડવા થાય છે અને પછી કણસલાં આવી દાણા ચડે છે અને પાકી જાય છે ત્યારે ખેડુતને લણવાનો પ્રસંગ આવે છે. આ પ્રમાણે ખેતરમાં દાણા વાવ્યા પછી ચાર છ મહિને વાવેલું અનાજ ખાવાના કામમાં આવે છે. સાંજે આંબાની ગોટલી વાવીને સવારમાં કેરીઓના ટોપલા ભરીને લઇ જતું કોઈપણ જોવામાં આવતું નથી. ગોટલી વાવ્યા પછી વર્ષો વીતે ત્યારે આંબા ઉપર કેરીઓ લાગે છે. તેવી જ રીતે ધર્મ તથા અધર્મ કરનારાઓને તત્કાળ ફળ મળતું નથી પણ કાળાંતરે જ્યારે કર્મ ફળ આપવા સન્મુખ થાય છે-ઉદયમાં આવે છે ત્યારે પ્રાણી માત્ર પોતપોતાનાં કરેલાં કર્મના અનુસારે ફળ ભોગવે છે. ધર્મીની પાસે પુન્ય હોવાથી સુખી થાય છે અને અધર્મીએ પાપનો સંચય કરેલો હોવાથી દુઃખી થાય છે. આમ હોવા છતાં પણ કોઇને એવો જ આગ્રહ હોય કે ધર્મથી દુઃખ અને પાપથી સુખ થાય છે તો તેણે પ્રત્યક્ષ અનુભવ કરવા આ પ્રમાણે કરી જોવું. કોઈ માણસ રસ્તામાં ચાલ્યો જતો હોય તેને નિષ્કારણ ગાળ દેવી, બે ચાર તમાચા મારવા, તેની ચોરી કરવી અથવા તો તેની સાથે જતી તેની માતા તથા પુત્રીની સાથે ગેરવર્તણુક કરવી, પછી જો તે સામેનો માણસ બહુજ પ્રસન્ન થઈ પ્રશંસા કરે અને સ્નેહપૂર્વક બહુ જ વિનય તથા નમ્રતા દાખવે ત્યારે તો અધર્મનું ફળ સુખ કહી શકાય. અને આવી પ્રવૃત્તિથી વિપરીતપણે વર્તવાથી, અર્થાત્ સામેના માણસને પગે લાગી તેની પ્રશંસા કરવાથી, તેની સેવા ચાકરી કરવાથી, તેની માતા અને પુત્રીની સાથે માતા તથા પુત્રીની જેમ વર્તવાથી જો તે ચીડાઇ જઈ આવેશમાં આવીને ગાળોનો વરસાદ વરસાવે અને હંમેશાનો શત્રુ બનીને કોઈપણ પ્રકારે દુઃખી કરવા પ્રયત્ન આદરે :તો ધર્મનું ફળ દુઃખમાં જ પડે; પરંતુ આ પ્રમાણે તો કોઇએ પણ અનુભવ્યું નથી તેમજ કોઇને ઇષ્ટ પણ નથી.

વિચારશૂન્ય કેવળ બાહ્ય દૃષ્ટિથી જોઈએ તો પણ સંસારમાં ધર્મની ભાવનાથી નીતિપૂર્વક ધર્મ કરનારાઓ મોટે ભાગે સુખી જણાય છે અને પાપ બુદ્ધિથી અનીતિપૂર્વક અધર્મ કરનારાઓનો મોટો ભાગ દુઃખી છે. સુખ અનેક પ્રકારે ભોગવાય છે અને દુઃખ પણ અનેક પ્રકારે ભોગવાય છે. ચોરી કરનારાઓને જેલમાં જઇને દુઃખ ભોગવવું પડે છે અને ખૂની માણસોને ફાંસીના માંચડે ચડવું પડે છે. વ્યભિચારીઓ

તથા બીજાને દુઃખ દેનારાઓને કમોતે મરવું પડે છે. કોઇક પ્રસંગે ચોર તથા ખૂની કદાચ સજામાંથી બચી જાય છે તો પણ તે બીજા પ્રકારની યાતનાઓ ભોગવી રીબાઇને કમોતે મરે છે. જ્યારે પાપીઓની આવી દશા થાય છે ત્યારે ધર્મીઓ જેવા કે-નીતિથી ચાલનાર, સત્ય બોલનાર, બીજાના દુઃખથી દુઃખી થઇને તેમને સુખી કરવા પ્રયાસ કરનાર, જગતનું ભલું ઇચ્છનાર, જીવ માત્રની દયા કરનાર, પ્રભુની ઉપાસના કરનાર, યશ-કીર્તિ, ધન-સંપત્તિ, સહાનુભૂતિ, પ્રામાણિકતા તથા સુખશાંતિ મેળવી છેવટે સદ્‌ગતિ પામે છે. '**अत्युग्रपुन्यपापानां इहैव फलमश्नुते**' આ નીતિના વાકયને બાહ્ય દૃષ્ટિથી જોઇએ તો ઉગ્ર પુન્ય અથવા તો પાપ કરનારને તે જ જન્મમાં ફળ મળતું પ્રત્યક્ષ જણાય છે; જેમકે-ચોરને જેલ અને ખૂનીને ફાંસી; પણ તાત્ત્વિક દૃષ્ટિથી જોઇએ તો તે તેના પૂર્વજન્મના સંચિતનું ફળ છે અને જે ચોરી તથા ખૂન કરવાથી જે કાંઇ પાપકર્મ ઉપાર્જન કર્યું છે તેનું ફળ તો તેને ભવિષ્યમાં ભોગવવાનું બાકી જ છે. આવી જ રીતે જે ઉગ્ર પુન્ય કરે છે અને સુખ ભોગવે છે તે પણ તેના પૂર્વ જન્મમાં કરેલા પુન્યનું ફળ છે અને અહિં કરેલું પુન્ય તો ભાવીમાં ભોગવવાનું બાકી જ રહે છે. જો શુભાશુભ પ્રવૃત્તિથી ઉપાર્જન કરેલાં પુન્ય-પાપ એક જ જીવનમાં ભોગવી લઇને જીવન સમાપ્ત થતું હોય તો જીવને ફરી જન્મ ધારણ કરવાની જરૂરત રહેતી નથી, કારણ કે સંસારમાં જીવ માત્રનો જન્મ પૂર્વસંચિત કર્મને ભોગવવાને માટે થાય છે. પોતપોતાના કરેલા કર્મના અનુસાર જીવો સદ્‌ગતિ અથવા દુર્ગતિમાં ઉત્પન્ન થઇને પૂર્વે કરેલા શુભાશુભ કર્મના ફળરૂપ સુખદુઃખ આદિ ભોગવે છે. તે ભોગવતી વખત પાછા નવા કર્મ ઉપાર્જન કરે છે તે ભોગવવા પાછો તેને જન્મ ધારણ કરવો પડે છે. આ પ્રમાણે અનાદિ કાળથી જીવ જન્મ મરણ કરતો ચાલ્યો આવે છે. જ્યાં સુધી નવાં કર્મ બંધાતાં અટકે નહિ અને બધાય જૂનાં કર્મ ભોગવાઇ જાય નહિ ત્યાં સુધી તો જીવ જન્મ મરણ કરવાનો જ અને તે મોહનીય કર્મના અંગભૂત રાગ-દ્વેષ વિદ્યમાન છે ત્યાં સુધી કર્મના બંધનો વિચ્છેદ થવાનો નથી. જમીનમાં રહેલા જડ વૃક્ષનાં મૂળીયાં જ્યાં સુધી લીલા રહે છે ત્યાં સુધી ઝાડનાં પાંદડાં ખરી જાય, ડાળી કપાય કે ફળ ફૂલ નષ્ટ થાય તેથી કાંઇ ઝાડ સુકાઇ જતું નથી. ગયેલાં પાંદડાં-ડાળી કે ફળ-ફૂલ હતાં તેનાથી બમણાં આવી જાય છે અને ઝાડ ગાઢી ઘટાવાળું બની જાય છે, તેમ બીજા કર્મ પાતળાં પડી જાય, ઓછાં થઇ જાય, નબળાં જણાય તો પણ રાગ-દ્વેષનાં મૂળીયાં લીલાં હોવાથી તે હતાં તેનાથી વધારે શકિતવાળાં અને ઘણા પ્રમાણમાં એકઠાં થાય છે માટે જ્યાં સુધી રાગ-દ્વેષ નષ્ટ ન થાય ત્યાં સુધી જીવ પુન્ય ભોગવતો હોય કે પાપ ભોગવતો હોય તે વખતે અવશ્ય નવાં કર્મ બાંધવાનો જ અને તેને ભોગવવા સંસારમાં ભમવાનો જ. જેમ નદીના પ્રવાહમાં જૂનું પાણી ચાલતું થાય અને નવું આવતું જાય બંને પાણીનું જોડાણ એવું હોય છે કે જોનાર બંનેને જુદા પાડી શકે નહીં તે તો ફકત પાણી વહે છે એટલું જ જાણે તેમ કર્મપ્રવાહ અનાદિ કાળથી વહ્યા કરે છે. જૂનાં કર્મ ભોગવાતાં જાય અને નવાં ક્રમસર તેની સાથે જોડાઇને આવતાં જાય. આ પ્રવાહ એક ક્ષણ પણ અટકતો નથી, કારણ કે કર્મ ભોગવતી વખતે જે નવાં બંધાયલાં હોય છે તે ચાલતા કર્મના પ્રવાહમાં વહેવાને માટે ક્રમસર ગોઠવાઇ જાય છે અને પ્રવાહના વ્હેણને કાયમ રાખે છે. કર્મની સ્થિતિ લાંબી હોવાથી એક વખતનું બાંધેલું કર્મ અનેક જન્મ સુધી ભોગવવું પડે છે. બધાય કર્મ કરતાં આયુષ્યની

સ્થિતિ બહુ જ ઓછી હોય છે તે આયુષ્યના ઉદયનો પ્રારંભ તે જન્મ અને ક્ષય તે મરણ કહેવાય છે. બાકી ઉદય અને ક્ષયની વચમાં આયુષ્યનું ભોગવવું તે જીવન કહેવાય છે. આ પ્રમાણે હોવાથી લાંબા આયુષ્યમાં પણ લાંબી સ્થિતિનું બીજું કર્મ સમાપ્ત થતું નથી. ભોગવતાં બાકી રહે તે બીજા જીવનમાં, ત્યાં બાકી રહે તે ત્રીજા જીવનમાં એમ અનેક જીવનમાં એક કર્મ પૂરું ભોગવાઇ રહે છે. એક કર્મ પૂરું ભોગવાઈ રહ્યા પછી પણ જીવ તે કર્મથી રહિત થતો નથી, કારણ કે રાગ-દ્વેષની સહાયતાથી નવું બંધાયલું તેવા જ નામવાળું કર્મ તેની સાથે જોડાઇ જાય છે એટલે જીવ એક કર્મ ભોગવાઈને ક્ષય થઇ જવા છતાં પણ ભોગવેલી અવસ્થાનો વારંવાર અનુભવ કર્યે જ જાય છે. કયું કર્મ કયારે પૂરું થાય છે અને તેની સાથે તેવા જ કર્મનું અનુસંધાન કયારે થાય છે તે સર્વજ્ઞ સિવાયના અલ્પજ્ઞ જીવો જાણી શકે નહિ.

પચાસ લાખની ઇમારતનું ચણતર એક દિવસમાં પૂરૂં થાય નહિં. તે ઇમારત તૈયાર થતાં ઘણાં વર્ષ લાગે છે. સૂર્યોદયથી પ્રારંભેલું કાર્ય સૂર્યાસ્ત સુધીમાં અધૂરૂં જ રહે છે તે બીજે દિવસે આગળથી શરૂ કરવામાં આવે છે. આ પ્રમાણે હમેશાં કામ ચાલુ રહે તો વર્ષોના અંતે ઇમારત ચણાઈ રહે છે. આવી જ રીતે એક કર્મ ભોગવવાની શરૂઆત થાય છે તેની સમાપ્તિ માટે અનેક જીવનના ઉદયાસ્ત થાય છે. કેટલાક ટૂંકી સ્થિતિના કર્મ હોય છે કે જે ઉપાર્જન કરેલા જ જીવનમાં વપરાઈ જાય છે તે હલકાં અને નિરસ હોવાથી જીવને તેની ખબર પડતી નથી

કે ભોગવાતાં અને બંધાતાં બંને કર્મ એક જ પ્રકારનાં હોય. પુન્ય ભોગવતાં પુન્ય પણ બંધાય છે અને પાપ પણ બંધાય છે. તેવી જ રીતે પાપ ભોગવતાં પાપ પણ બંધાય છે અને પુન્ય પણ બંધાય છે. આ પ્રમાણે ભોગ અને બંધમાં અનિયમિતપણું છે. જેમકે સુખના સાચા કારણથી અણજાણ ધન-સંપત્તિ તથા આરોગ્યતા આદિ સુખના સાધન મેળવનારાઓ કષાયનો આશ્રિત બની પાંચે ઇંદ્રિયોના વિષયોના આસકિત ભાવથી સુખ ભોગવતા પાપ પ્રવૃત્તિનો આદર કરવાથી ગાઢતમ અશુભ કર્મ બાંધે છે. ત્યારે સર્વ પ્રકારનું સુખ પુન્યથી મળે છે અને તેનું મૂળ ધર્મ છે એવી દૃઢ શ્રદ્ધાવાળા ધર્મની ઉપાસના કરીને પોતાની સુખી અવસ્થામાં સુખનો અનુભવ કરતાં પુન્ય બાંધે છે, કેટલાક પાપના ઉદયથી દુઃખ ભોગવતા હોય તેમને સત્સમાગમ થવાથી દુઃખ ટાળવા ધર્મની શ્રદ્ધા થાય છે અને પછી ધાર્મિક પ્રવૃત્તિ આદરે છે તો પણ સંચિત પાપનો ઉદય ચાલુ હોવાથી દુઃખ ભોગવતાં છતાં પણ પુન્ય બાંધે છે. ત્યારે પાપકર્મના ઉદયથી દુઃખના સાધન મેળવી સર્વ પ્રકારે દુઃખ ભોગવનારા ગાઢતમ અજ્ઞાનતાને લઇને હિંસા, ચોરી, વ્યભિચાર આદિ દુષ્કૃત્ય કરીને પાપ બાંધે છે. આવા જીવોને સત્સંગ થવા છતાં પણ ધર્મભાવના ઉત્પન્ન થતી નથી; કારણ કે ધર્મભાવનાનું ઉત્પાદક પુન્યકર્મ એમની પાસે હોતું નથી. જેમની પાસે ધર્મભાવના ઉત્પન્ન કરનાર કર્મ હોય છે અને તે ઉદયમાં આવે છે ત્યારે તે ગમે તેટલા દુઃખી પાપી કેમ ન હોય તો પણ તેઓ નિવૃત્ત થઇને ધાર્મિક પ્રવૃત્તિઓ અને દુઃખી હોવા છતાં પણ ધર્મ

પુન્ય કર્મ બે પ્રકારનાં

